ॐ

श्री कृष्णायनमः — श्री सद्गुरुदेवायनमः

भक्तिरेवधर्मः

# श्री भक्त्यामृत.


પ્રયોજક:—

વૈષ્ણવ જમનાદાસ પ્રેમજી.


---




છપાવી પ્રસિદ્ધ કર્તા:—

વૈષ્ણવ, ચીમનલાલ નાથુરામ.


---

હરિજનોને અમૂલ્ય ભેટ.


આવૃત્તિ બીજી.

પ્રત ૨૦૦૦

સંવત ૧૯૮૧

श्री भगवानुवाच

वेदाहंसमतीतानि वर्तमानानिचार्जुन ।

भविष्याणिचभूतानि मां तुवेदनकश्चन ॥



શ્રી ભગવાનઃ—તમે, અંતરમાં તથા બહાર સર્વ સ્થળે શું શું કરો છો, તે બધું જોઇ હું હસું છું.

ॐ

ॐ श्री कृष्णायनमः ॐ श्री सद्गुरुदेवायनमः

भक्तिरेवधर्मः

श्री

# भक्त्यामृत.

પ્રવર્તક:-

વૈષ્ણવ જમનાદાસ પ્રેમજી.

---



છપાવી પ્રસિદ્ધ કર્તા:—

વૈષ્ણવ, ચીમનલાલ નાથુરામ.

---

હરિજનોને અમૂલ્ય ભેટ.

આવૃત્તિ બીજી.

પ્રત ૨૦૦૦

સંવત ૧૯૮૧





આ અખીલ બ્રહ્માંડ–વિશ્વના ચાલક પરમ પીતા શ્રીહરિની કૃપાથી, તથા શ્રી સદ્ગુરૂદેવની કૃપાથી થોડુંક ભક્ત્યામૃત–જ્ઞાનામૃત નિવેદન કરવાને તક મળતાં, શ્રી જગતનીયંતા દયાળુ પ્રભુનો ઉપકાર માનું છું, અને શ્રી કૃષ્ણચંદ્ર ઇષ્ટદેવનું સ્મરણ કરી પ્રારભ કરૂં છું.

આ લઘુબોધની નાની ચોપડી દરેક હરિજન માટે અવશ્ય મનન કરવા લાયક છે. બીજા પુસ્તકો માફક, પુસ્તક લઇ, કબાટો ભરી રાખવા, આ જનસમાજમાં પ્રચલીત છે, તેવું આમાં ન કરતાં, કૃપા કરી, દરેક વૈશ્નવે વાંચી, સાર કાઢી, થોડુંક પણ પોતાના જીવનમાં–ચારિત્ર્યમાં ઉતારવાથી અમારા પર કૃપા થઇ એમ ગણીશું.

હરિજનોની પતિતપાવન સેવામાં એક ભક્તચરણરજ દાસાનુદાસે, શ્રી સદ્ગુરૂ દેવની કૃપાથી ઇશ્વરે જે થોડો સદ્બોધ, કે જે અને કોને, સુખ–શાંતિ સમાધાન દાયક થશે એવી શુભેચ્છા રાખી, તે નિમિત માત્ર થઈ, હરિજનોને અમૂલ્ય ભેટ–તરીકે સમપણ મુકાયું છે. આમાં જો કયાંએ દોષ હોય, તો તે મારો છે, ને ગુણ, તે સર્વ ઇશ્વરની પ્રેરણાં તથા શ્રી સદ્ગુરૂ દેવની દયાનું ફળ છે.

આ લખવામા, કોઇને પણ ઉપદેશ આપવાનો મારો હેતુ નથી, કારણ, ઉપદેશ તો સંપૂર્ણ ઈશ્વરી આદેશ જેને હોય, તેજ પ્રભુ પ્રેરીત થઇ આપી શકે, પણ મીત્રધર્મની હદમાં રહી, ગ્રહસ્થ કુટુંબોમાં, સદ્વિચાર–સદ્ભાવનાઓ–સદ્બુદ્ધિ–સદાચાર–સદ્ધર્માદિ શ્રી ભગવદ્ ભક્તિ વધે, એવું સમજી, સેવાગણી, સુઝાડી આપવાનોજ કેવળ હેતુ છે, એજ નમ્ર અરજ

દાસાનુદાસ વૈષ્ણવ જમનાદાસ પ્રેમજી.

ઠે૦ ન્યુ ચીચબંદર., શક્તિભુવન

મુંબઇ. નં. ૯

# 'શ્રી અર્પણ પત્રીકા.'

'પૂર્ણ પ્રભુ ગુરૂદેવ આપ નારાયણ અવતાર, સદા રહો મમ શીશપર સદ્ગુરૂ ચરણ તુમ્હાર.' હે શ્રી પરમાત્મા સ્વરૂપ શ્રી સદ્ગુરૂદેવ, આપની કૃપાનું વર્ણન મારી તુચ્છ વાણી વદી શક્તિ નથી. આપે દાસ ઉપર કૃપા કરી જે શ્રી સદુપદેશ આપ્યો છે, જે ભાવનાઓ વડે તથા જે વિચારો વડે, મારા જીવનને શાંતિ દાયક બનાવ્યું છે, સત્ય માર્ગ બતાવ્યો છે, પ્રભુમય જીવન બનાવવાનો ખરો રસ્તો દેખાડયો છે તે ઉપકારનો બદલો કોઇ જન્મે પણ વાળી શકીશજ નહીં, છતાં, દાસ્યભાવે ચરણ શરણ રહી, આપનીજ પ્રસાદી રૂપ આ શ્રી ભકત્યામૃત આપનાંજ પવિત્ર ચરણ કમળમાં સમર્પણ કરવા નીમીત બનું છું, તે અંગીકાર કરી, કૃતાર્થ કરવા કૃપા કરશો, એવી નમ્ર અરજ કરૂં છું.

ૐ 'શ્રી કૃષ્ણાર્પણમસ્તુ.'

श्री

# भक्त्यामृत.



અહા! હા! આ અખીલ બ્રહ્માંડનો નાથ, સર્વ જગત્‌નો સુત્રધાર, હરેક જીવ માત્રને કર્મ પ્રમાણે ફળ દાતા, (સબકા દાતા રામ.) આદિ, મધ્યને અંતે એકજ છે. સર્વ જીવ માત્રની ઉત્પત્તિ તેમાંથીજ થઇ છે, હાલ પણ તેમાંજ છે, ને છેવટે તેમનેજ પહોંચવું જ જોઇશે, ત્યારેજ, જીવોની જન્મમરણની ઘટમાળ તુટશે. શ્રી ઇશ્વર દર્શન થયા પછી, પુનર્જન્મ રહેતુ નથી. જન્મે તેનું મરણ અવશ્ય થાયજ. પણ જન્મ અટકે, તો મૃત્યુ કયાંથી થાય? કોનું થાય?

શ્રી ભગવાનનાંજ શ્રી ગીતાજીમાં શ્રી વચનો છે કે, 'मामुपेत्य तु कौंतेय पुनर्जन्म न विद्यते' માટે, દુર્લભ ભરતખંડમાં મનુષ્ય જન્મ ઓચિંતો ઈશ્વર કૃપાથી પુર્વના પુન્યો વડે મળેલ છે, તે પ્રભુ પ્રાતી કરવા માટેજ કેવળ છે.

આ દેહ ઇશ્વરનોજ છે, આપણો નથીજ, જો આપણો હોય તો અંતકાળે અટકાવી શકીએ. છતાં જાય છે, માટે જે જેનું હોય, તે તેનેજ સોંપવામાં સજ્જનતા રહેલી છે. તેથી દેહ પ્રભુના–શ્રી સદ્‌ગુરૂના ચરણકમલમાં અર્પણ કરવાથીજ કલ્યાણ થાય છે.

આ દેહ પણ આપણો નથી, તો દેહ જન્મ્યા પછીના જે શરીરના સગાંસંબંધી તે આપણાં ક્યાંથી? અરે! વિચાર કરીએ તો આપણે પણ ક્યાં છીએ? ઇશ્વરજ એકજ અનેક રૂપે લીલા ખેલે છે. માટે ભલે વ્યવહાર કરીએ, પણ લક્ષ્ય, ધ્યેય કદી ચૂકવું નહી, ને આપણે પ્રભુના છીએજ, એ કદી ભૂલવું નહિંજ. પણ આપણે પ્રભુના નથી, એ કહેવાનો-માનવાનો અધિકાર આપણને કોણે આપ્યો છે?

હરેકે પોતાનું જીવન સત્યધ્યેય લક્ષ્ય-હેતુવાળું રાખવું. હેતુશૂન્ય જીવન મરણ કરતાં વધારે કષ્ટદાયી છે. કોઇપણ કાર્ય કારણ વિના ઉપસ્થિત થતું નથી, તેવી રીતે જન્મનું પણ કારણ હોવુંજ જોઇએ. ખાઈ, પી, સુઈ જવું, ધન કમાવવું ને મરણ આવે મરી જવું, આ માટે મનુષ્ય કાંઇ સર્જાયો નથી. હેતુશૂન્ય જીવન ધન કમાવવામાં આખું ગુમાવી, મળેલી અતિ ઉત્તમ નર દેહની તક વ્યર્થ ગુમાવવી, એ પોતાની મોટામાં મોટી હાનિ છે. સાચા ભક્તનું ધ્યેય શ્રી ભગવાન પ્રાપ્તિજ હોય છે.

આયુષ્ય અત્યંત મોંઘું છે. નર દેહ રત્ન ચિંતામણી છે. એક કલાકના કરોડ રૂ૦ આપતાં પણ આંખ ઢંકાતાં નહીં મળે તેવો વખત પ્રભુની અવકૃપાપાત્ર મંદ ભાગીજ વ્યર્થ ગુમાવે, માટે બુદ્ધિમાન પુરૂષે એક ક્ષણ પણ વ્યર્થ ગુમાવવી નહીં. જો નરદેહમાં પ્રભુ-જગદીશ ન જાણ્યા, તો પાછી રખડપટી છે. સ્વધર્મમાં મરણ થાય, તે શ્રેષ્ઠ છે. જે વ્યવહારનાં કાર્યો ઉપરાંત જે વખત મળે, તેનો સર્વોત્તમ સદુપ-

યોગ સેવા સ્મરણ, પ્રભુના પતિત પાવન શ્રીનામ સ્મરણમાં, સદ્ગુરૂદેવ સેવામાં, સત્સંગમાં, પવિત્ર વિચારોના મનનમાં મચેલા રહેવું. બીજાનો નકામો વિચાર કરવો નહીં. વખતના સદુપયોગથીજ મહાપુરૂષો મહાન્ કાર્યો કરી ગયા છે.

'તુલશી સમય વહી ગયો, જાણ્યા નહીં જગદીશ,
જનની જણતાં નાડ કટી તે કયું ન કાટયો શીશ'

વૃદ્ધાવસ્થામાં ઘણા પાછળથી પસ્તાય છે, કે અમારૂં આયુષ્ય વ્યર્થ ગયું, અમારા વડે કાંઇ ન થયું, એવો પશ્ચાત્તાપ તો કરવો, કારણ, પશ્ચાત્તાપ કરી, પાછાં તે પાપો ન કરે, તો પશ્ચાતાપથી પાપો બળે છે, પણ જે ગયું તે ગયું, બાકી જે થોડું આયુષ્ય બચ્યું તે સુધારવામાંજ ધ્યાન આપવું. ગત વસ્તુનો શોચ ન કરવો. એક રસોયો રસોઈ ચઢાવી બહાર કામે ગયો, આવતાં ઢીલ થવાથી અર્ધી રસોઇ બળી ગઈ, તેણે આવીને રસોઇ માટે બે ત્રણ કલાક સુધી રડવાનું ચાલુ રાખ્યું, પણ જે બળી તે બળી, પણ બાકી જે થોડી બચી, તે તો કાઢી લેવીતી! તેવું ન થવું જોઇએ.

પ્રભુ પાસે છે, સર્વત્ર બીરાજે છે, છતાં કાં મળતા નથી? જવાબ, જેટલો પ્રેમ માયાની ચીજોમાં છે, તેટલો પ્રભુપર નથી, તેથીજ મળતા નથી. અર્થાત પ્રભુપ્રાપ્તિમાં શું શું નડે છે? પ્રેમ–પ્રતિષ્ઠા–પૈસો–પટલાઇ–ધન–ધરા–ધામ, જર–જોરૂ–જમીન, કામીની–કાંચન–કીર્તિ, તથા અંતરનાં શત્રુઓ, રાગ

દ્વેષ, રજો-તમોગુણી આસુરી વૃત્તિઓ છે, તેને દૈવિ સંપત્તિનાં પાલનથી શ્રીભક્તિ તથા જ્ઞાનાગ્નિથી હટાવતા જવું, બાળતા જવું, તથા ક્રીયમાણ સુધારતા જવું, તેમ તેમ જુના પ્રારબ્ધો ભોગવાતા જાય છે ને નવી કરણી સુધરતી જાય છે, કદાચ એમ કરતે કરતે આ દેહનું પ્રારબ્ધ પૂર્ણ થતાં શરીર છુટી જાય, તો પણ શું થયું ? બીજો જન્મ પવિત્ર-ઉંચો ને ઉન્નતિવર્ધકજ મળે છે. સારા કર્મો કરનારની કદી દુર્ગતી થતીજ નથી. આ શ્રીભગવદ વચનામૃતો આકાશ તુટી જાય, નવસો નવાણું નદીઓ અવળી ચાલે, સાતે સમુદ્ર સુકાય, સૂર્ય બરફનો ગોળો બની પશ્ચિમે ઉગે, વાંજણીના પુત્રો દેખાય, વગેરે નજ, બને, છતાં કદાચ થાય, તો પણ પ્રભુની અભય વાણી ચૌદ લોકમાં, કે ત્રણે કાળમાં કદી અસત્ય થાયજ નહિં.

સદા શ્રીકૃષ્ણ તથા શ્રીરામનું પવિત્ર-અઘમોદ્ધારણ નામ-સ્મરણ કરવું, તે સાથે શ્રીકૃષ્ણ-શ્રીરામ કોણ છે ? કયાં વસે છે ? કેવી રીતે મળે ? આ પણ જરૂર જાણવું-ઓળખવું જોઇએ. પ્રભુ શ્રીકૃષ્ણ કોણ છે ? આ અખીલ બ્રહ્માંડના માલીક-સર્વશક્તિમાન્ સત્તાધીશ, જેની ઇચ્છામાત્રથી-સતુસંકલ્પ-માત્રથી આ જગત ઉભું થયું છે, જેની ઇચ્છા વિના એક પાંદડું ડોલી શકતું નથી, જેની ઈચ્છા વિના કોઇ કાંઇ જ કરી શકતું નથી, આ જગતના પીતા-માતા-ધાતા-ધણી વગેરે અથાગ્ અકથનીય છે. કયાં વસે છે ? સર્વત્ર છે, છતાં નિષ્કામ પ્રેમીઓનાં પવિત્ર હૃદયમાં-સંગમાં વસે છે. શું કરે છે ? રંકને રાજા, રાજાને રંક, કેટલાને ઘેર વાજાં વગડાવે છે, કેટલાકને રડાવે

છે. વગેરે જગતને નાચ નચાવે છે. કેવી રીતે મળે ? અગાધ શાંતિવાળા સાચા શ્રીસદ્દગુરૂ ચરણ સેવવાથી નિષ્કામ-નિષ્કપટ-અનન્ય ભકિતથી, એટલે, કે, કર્મભકિત ને જ્ઞાનથી શરણુ લઈ પ્રયત્ન કરનારને ટાંણે-કાલે ન મળે છે.

પ્રભુ પોથીમાં નથી, શુદ્ધ ભાવમાં છે, ભકિત પણ પોથીમાં ન હોય, પોથી નચોવીયેં, તો, એક, પ્રેમાશ્રુનો ટીપો નીકળે નહીં. પણ હૃદયમાં પ્રેમભકિત હોય, તો, ' નેત્ર પ્રવાહ વહે પ્રેમનો હરખે હૃદય રૂંધાય '

પ્રભુ કાંઇ હવે નવો જન્મ લેશે, ત્યારે મળશે, એમ નથીજ, પ્રભુ તો આખા જગતને જન્મ આપી, પોતે અજન્માજ છે. પહેલાં હતા, અત્યારે પણ છે, ને હવે પછી પણ રહેશે. ત્રીકાળાબાધીત છે. માત્ર પ્રાણીને ઓળખવાનુંજ બાકી છે. દ્રષ્ટિજ શુદ્ધ કરવી છે. ભાવનેજ શુદ્ધ કરવું છે.

આ જગતમાં, જેને જે જોઇએ છે, તેને તે (પ્રારબ્ધ-કર્માનુસાર) મળી રહ્યું છે; જેને કાંઈજ જોઇતું નથી, તેનેજ પ્રભુ મળે છે. જેને કાંઇજ જોઇતું નથી, તેજ ખરો સંપત્તિવાન છે, તેજ પવિત્ર છે, અને પવિત્ર અંતઃકરણવાળોજ પ્રભુને જોઇ શકે છે. નિષ્કામ ભક્ત-અનન્ય ભક્ત, પ્રભુને પામે છે. પ્રભુના ધામનો માર્ગ સાંકડો શ્રીગુરૂથી ગમ્ય છે, નર્કનો માર્ગ વીશાળ ને સર્વત્ર છે.

' त्रिभिर्गुणमयैर्भावैरेभिःसर्वमिदंजगत्,
मोहीतंनाभिजानातिमामेभ्यःपरमव्ययम्. ' ॥

શ્રી પ્રભુ તો કહે છે, કે, 'હું તો સર્વનાં હૃદયકમળમાં બીરાજું છું. પણ ત્રીગુણી માયા વડે મોહીત થયલા પ્રાણીઓ મને ઓળખતા નથી, દેખી શકતા નથી. કોણ જાણે કયા ભવનાં કેટલા પાપો જીવને નડે છે, કે મનેજ દેખતા નથી. જ્યારે હું કૃપા કરૂં છું–સ્મૃતિઃ આપું છું, માયા શકિત ખેંચી–દૈવિ શક્તિ–ભકિત આપું છું, ત્યારેજ મને યથાર્થ ઓળખી શકે છે."

અહા! હા! શ્રી પરમાત્માની દ્રષ્ટિમાં જે મોટામાં મોટો ગુન્હો છે, તે મનુષ્યની સમજણમાં પણ આવતા નથી. તે ગુન્હો, દેહાધ્યાસ, અહંમમતા, ને પ્રભુ પ્રીત્યર્થ ન જીવવું, તથા પ્રીયતમ પ્રભુને પામવાની ઉપેક્ષા (ઇચ્છા પણ ન થવી) એ એકજ ગુન્હો મોટો છે, કે જે ગુન્હાથી, પ્રભુનો ગુસ્સો–કોપ જીવોપર ઉતર્યો છે, કે જે વડે ત્રીવિધ તાપમાં નાના પ્રકારનાં દુઃખો જીવો અનુભવી રહયા છે. આવી માહામાયામાં તણાંતાની પ્રભુ લાજ રાખે તેનીજ રહે છે, સાચા ભકતની લાજ પ્રભુજ રાખે છે.

'હરિને ભજતાં હજુ કોઇની લાજ જાતાં નથી જાણીરે.'

સર્વત્ર પ્રભુનુંજ રાજ્ય છે. સરકારનાં સીપાઇને ગમે ત્યાં બદલી થાય, તો પણ શું? તેમ પરમાત્મા ગમે ત્યાં બીજા શરીરમાં નોકરી કરવા મોકલે, તો પણ, આપણુને તો સેવા-નુંજ અધિકાર છે; ફળનો નહીંજ.

'પ્રભુ શેઠે જગચોકમાં, માંડી ધર્મ દુકાન, દયા ચીઠ્ઠી ચુકાવવા, નોકર હું નાદાન.' પ્રભુનાં રાજ્યમાં હું ને મારૂં

નથી, 'સૌ જણ્યા માય જનેતાનાં, સૌ બાળક એક પીતાનાં.' મનુષ્યનાં રાજ્યમાં હુ ને મારૂં છે, જ્યાં હું ને મારૂં છે, ત્યાંજ મારામારી છે.

જેને શ્રી ભગવદ્દેકજ આધાર હોય, તે બીજામાંથી કદી આશા રાખેજ નહિં. આપણને બીજામાંથી આશા ન હોય, તો કદી દુઃખ થશેજ નહીં

જે પોતાના મનને આધીન નથી, તે કોઇને આધીન નથી. જે પોતાની આશાને પગ નીચે ડાબી, દાસી બનાવે છે, તેનો જગત દાસ બને છે. જે પોતાની આશાનો દાસ છે, તે સર્વ લોકોનો દાસ છે.

જે વસ્તુ ઉપર આપણે હક જમાવીયે છીએ, તે વસ્તુ આપણને નોકર બનાવે છે. જેમ ઘર–મારૂં, તો ઘર કહે છે, કે, મને સાફ કરો, દેહ--મારૂં તો દેહ કહે છે, કે, મારી રક્ષા કરો, ખવડાવો, કપડા મારા તો કપડાં કહે છે. કે, મને ધુવો. ધંધો મારો, તો ધંધો કહે છે, કે મારા માટે જીવો. વગેરે, અર્થાત્ કહેવાનો ભાવાર્થ, એ, નથી, કે તમામ વસ્તુઓ છોડી દેવી પણ. મીથ્યા હક છોડી દેવો છે. સર્વ પ્રભુનુંજ છે. બહારનું કાંઇ ત્યાગ કરવું નથી, પણ અંતરમાં રહેલા રાગ દ્વેષ-ઇચ્છા–અંતર ભ્રમણાં કુવિચાર પાપ–આસુરી સંપત્તિ, વગેરેનો ત્યાગ કરવો છે. જેમ ખટારાવાળો એમ સમજે છે કે મેં બળદને બાંધ્યો છે. પણ બળદ કહે છે, કે, મેં, ખટારાવાળાને મજબુત બાંધ્યો છે.

ખટારાવાળો બળદને છોડી જઈ શકતો નથી, કારણ તેનાંમાંથી કમાવવાની આશા છે. બળદને, જો, દોરડું ન હોય, તો ખટારાવાળાને છોડી તરત ચાલ્યો જાય છે. કારણ તેને ખટારાવાળામાંથી આશા નથી. પશુઓને પ્રભુ પર દૃઢ ભરોસો છે, તેથી મારૂં શું થશે, તે ચિંતા નથી. પ્રભુ તેનાં માટે, વગર વાવ્યે, ઘાસ ઉગાડે છે. જો મનુષ્યો વાવે તોજ ઉગે છે. વળી પશુઓ, મનુષ્યોનું અન્ન ખાઈ શકે, પણ મનુષ્યો પશુઓનું ઘાંસ ખાઇ શકતા નથી. તેથી પ્રભુ ગરીબ નિવાજ છે.

૯ આપણે નાશવંત વસ્તુઓ પર હક રાખીયે છીએ. પણ શાસ્ત્રો કહે છે, કે, તમોને ઈશ્વરનાં રચેલાં સુંદર બાગ-બગીચામાં કોઈપણ વસ્તુને મારી કહેવાનો અધીકાર નથી. એટલે કે, વસ્તુઓ પરથી પોતાનું મીથ્યા હક ઉઠાડી, પોતા ઉપર પ્રભુનો ધર્મનો હક જમાવવાથી કલ્યાણ થાય છે. અર્થાત, હું સહીત સર્વ પ્રભુનુંજ છે, આવી સમજણ સદા પ્રસન્નાત્મા-આનંદીજ રાખે છે અને આનંદી સ્વભાવ એ લોકોને પણ પ્રીય થાય છે, તેમ આનંદી સ્વભાવ, એ, મોહા ઔષધનું કામ કરે છે.

આપણે જન્મ્યા હતા, ત્યારે સાથે શું લાવ્યા હતા? કાંઇજ નહીં. પાંચ દશ શેર દેહની માટી હતી સંસાર યાત્રા પરિપૂર્ણ કરી જઇશું ત્યારે શું લઈ જઈશું? કાંઈજ નહીં. આ પૃથ્વીમાતા કોઇને કાંઇજ લેવા દેતી નથી. ઉલટું જન્મ્યા ત્યારે, જે પાંચ દશ શેરની દેહની માટી હતી,

તે હમણાં ત્રણ ચાર મણની થઈ છે, કમાયા છીએ, કાંઇ ગુમાવ્યું નથી. આપણું છેજ શું તે ગુમાવવું પડે? વ્યર્થ મનથી માની લઈએ છીએ, કે, અમુક મારૂં ને અમુક 'તારૂં વગર સમજ્યે કહે મારૂં મારૂં' સમજ્યા પછી તો, પ્રભુ તુંહીં તુંજ, ને સર્વ તારૂંજ. જે પ્રભુને કહે કે, હે પ્રભુ, હું સહીત સર્વ તારૂં છે. તેને પ્રભુ સામે જવાબ આપે કે, આવ હવે હું તને ભવસાગર તારૂં.

પ્રભુને તાર કરી પુછાવ્યું કે, તમારી દયા જોઈએ છે, તે તારનો જવાબ પાછો ઉંધો કરી જગતમાં પ્રભુએ મોકલ્યો, તેનો અર્થ, યાદ કરો. (એટલે, દયાનું ઉંધું યાદ છે.) અર્થાત જે પ્રભુને સદા યાદ કરે છે, તે પર દયા જરૂર થાય છે.

'શ્રી કૃષ્ણ એ વગતિર્મમ.'

જેને પ્રભુ પર દૃઢ ભરોસો- અચલ વિશ્વાસ છે, એવાને બીજી સામગ્રી શું જોઈએ?

કાંઇજ નહીં. અનન્ય ભાવે શરણે આવેલાને પ્રભુ કોઇ કાળે છોડતાજ નથી.

પણ સત્યની કસોટી તો કરે છે. સોનાનીજ કસોટી થ ય, પીતળની શું થાય?

મીત્રપરિક્ષા આપત્તિમાં, શૂર પરિક્ષા રણસંગ્રામમાં,

વંશ પરિક્ષા વિનય ઉપર.

આ પરિક્ષા નીર્ધન અવસ્થામાં થાય છે.

પ્રભુનો દરબાર અદલ ઇન્સાફી, ન્યાયી છે. ત્યાં જરા પણુ ભુલ થતી નથી, કે લાંચ લેવાતી નથીજ.

જેવાં જેનાં જેટલાં કર્મો, તેવુ તેને, તેટલું ફળ પ્રભુજ આપે છે. પ્રભુ પક્ષપાતી નથી.

(હરિજનોનું પક્ષપાત તો કરે છે) શું પરમાત્મા પાસે કૃપાનો ટોટો છે? ના, તે તો કૃપાનો સાગર છે, કરૂણાંનીધી-દયાનો ભંડાર છે. ત્યારે શું પરમાત્માએ આ જગત ઉપર કૃપા ફેંકી, ત્યારે બંગલાવાળાઓ, રાજાઓ, પૈસાદારો, શહેન-શાહો ઉપર પડી, ને ગરીબોએ શું છત્રી ઓઢી હતી? ના, ના, પુન્યનુંજ અભાવ છે. જ્યાં ઘણું ધન છે, ત્યાં ખાવાવાળા નથી, જ્યાં ધન નથી ત્યાં ઘણા છોકરા છૈયાં હોય છે. જગતમાં ઉંચી વસ્તુની ખામી નથી, પણ પુણ્ય-સુકૃતની ખામી છે.

માટે, 'સુકૃત કરલે, પ્રભુ સુમરલે કો જાને કલકી,
આ જુગમેં ખબર નહીં પલકી.'

જે મનને ઉપદેશ કરે છે, પોતાનાંજ મલીન મનને ધીક્કારે છે, મનનેજ પાપ વૃત્તિમાંથી વારે છે, દેહ મંદીરમાંથી વાસના-કચરો સાફ કરે છે, તેજ પ્રભુને વ્હાલો લાગે છે.

આપણા શત્રુઓ બહાર છેજ નહી. અંદરજ છે. કામ, ક્રોધ, લોભ, મોહ, પાપ મુલ અભિમાન તૃષ્ણા, ઈચ્છા, વાસના,

ભેદ, વગેરે અંતરનાં આસુરી સંપત્તિનાં શત્રુ કાઢે, તેજ શૂરો કહેવાય છે.

'શ્રી હરિનો માર્ગ છે શૂરાનો, નહિં કાયરનું કામ જોને.'

ગામથી લડે તે શૂર નહીં, પણ, પોતાના મનથી લડે, તે શૂર છે. જેને શ્રીભગવદ પ્રાપ્તિ કરવી હોય, તેની લડાઈ અંતરમાં ચાલે. જેને ભવસાગરમાં રખડવું હોય, તેની લડાઇ બહાર લોકોથી ચાલે.

મલીન ચિત્તમાં ઉપદેશનાં બીજો ઉગતાં નથી. (જેમ વગર ખેડાયેલ, પથરાવાળા ખેતરમાં ધાન્ય ઉગતું નથી તેમ.) મન વાસનાઓથી ચીકાર ભરાયેલું છે. તન, અન્નથી ચીકાર ભરેલું છે. હવે પ્રભુના માટે જગ્યા ખાલી કયાં છે? તેથીજ, જ્યારે સ્મરણ કરવા બેસીયેં કે, મન ચારે દીશામાં દોડાદોડ કરે છે. એક મીનીટ પણ સ્થિર રહેતું નથી, તેનું કારણ મનની અશુધ્ધિ સંયમનું અભાવજ્ઞાનાગ્નિ પેટી ન હોય, શુધ્ધ ભકિત-પ્રભુ-પ્રસાદી મળી ન હોય, શ્રીગુરૂચરણ સેવા થઇ ન હોય, ત્યાંસુધી મન ભ્રમીત, ચંચલ, અશાંત, અસ્થિર રહેશેજ. તે માટે, શ્રીગુરૂદ્વારા મન મારવાની, શુદ્ધ, ને સ્થિર કરવાની, પ્રથમ કુંચીઓ મુખપરંપરાથી લેવી જોઇએ.

'મન મારનકી ઔષધી, સદ્દગુરૂ દેત બતાય,
ઇચ્છિત પરમાનંદકો, સો ગુરૂ શરણે જાય.'

તમામ પાપોનું મુલ છે, અજ્ઞાન તથા અશુધ્ધિ. કાંતો સમજ ન હોય. કે શું પાપ છે, ને, શું પુન્ય છે! ને કાંતો, સમજ હોય, છતાં, અશુધ્ધિ હોવાથી વાસનાઓનાં વેગમાં, તે પાપો થઇ જાય છે. તે બેઉ અજ્ઞાન તથા અશુધ્ધિ મટાડવા, જ્ઞાન-ભકિત ને સેવા, આ ત્રણેનું સમાવેશ થાય, તેવો સત્સંગ સેવવું જોઇએ. એટલે કે સાચા ભગવદીજનનો પુરતા સમયનો સત્સંગ સેવવાથી જરૂર સમાધાન થાય છે. 'તારા સંગનો રંગ ન લાગે ત્યાં લગી તું કાચો.'

સાચા રંગાયલાનાં સંગનું રંગ અવશ્ય લાગે છે. (પ્રથમ પ્રેમ, પછી તેનું ફળ આસકિતને તેનું ફળ વ્યસન છે, વ્યસનિનું સંગ દુર્લભ છે.) જો સંગ કર્યા છતાં ભકિતનો રંગ ન લાગે, તો, ઉપદેશ લેનારનો અધિકાર નથી. અથવા જેનો સંગ કીધો, તે કાચો છે, અથવા જો તે પાકો હોય, તો પૂરતો સમય સંગ સેવ્યો નથી. જેમ બીજ વાવીયેં. કે, કાંઈ તરત ઉગી નીકળતાં નથી. નાના છોકરાંઓ તરત માબાપને કમાવી આપતા નથી, પણ વખત આવ્યે ફળે છે. માટે સતત મચેલો રહે. તો જરૂર ટાંણું આવ્યે, પ્રભુ-ગુરૂ-કૃપાથી, હૃદયની ગાંઠ ભેદાય જાય છે, સંશયો છેદાઇ જાય છે; કર્મના બંધનો કપાઈ જાય છે, તથા મહાદશા-અનન્યતા -લગ્નિ પ્રભુમય જીવન થાય છે

પ્રભુ-સત્ય કાંઇ કોઈની માલીકીનું-કે, ઇજાઆરો લીધેલો નથી. પ્રભુ-સત્યતો સૌનો છે.

જે પ્રથમ પ્રભુનો થાય છે, તેનાં પ્રભુ થાય છે. શ્રી સૂર્યનો તેજ કોના માટે નથી? બધા માટે છે.

પણ પ્રથમ સેવા પછી તેનો ફળ મેવા મળે છે. પ્રથમ ચાકરી પછી પગાર. તેના બદલે આપણુ ઘણુંાને, પ્રથમ ફળ-(ધનાદિક) જોઇએ છે. શ્રી પ્રભુતો કહે છે, કે, સેવા કરો તો આપું! આપણે કહીયેં છીએં, કે, પ્રથમ આપો, તો પછી કરશું. આ વાંધો જન્મ પર્યંત મટતો નથી. આ વાંધો મટાડનાર દલાલ, પ્રભુનો કોઇ લાલ-વૈશ્નવ મળે, ત્યારે મટે છે. 'સદગુરૂ મીલે દલાલ, તો પલમેં કરે નીહાલ.'

સુખને દુઃખ આપનાર બહાર કોઈજ નથી. બીજાઓ આપે છે, એ માનવું કુબુદ્ધિ છે. હું કરૂં છું, એ માનવું; વૃથાભિમાન છે, પણ પોત પોતનાં જ કર્મો છે જેવું પૂર્વ જન્મમાં કીધું, તેવું જ આ જન્મમાં મળ્યું છે (સારી નરસીયોનિ-ગરીબ તવંગરને ઘેર જન્મ વગેરે મળ્યું છે) ત્થા અત્યારે મળે છે, ને શરીર રહેશે ત્યાં સુધી મળશે. (વાવ્યા પ્રમાણે ફળ-આંબામાંથી આંબા.) હવે વર્તમાનમાં જેવું કરશું તેવુંજ ભવિષ્ય ઘડાશે. પ્રાણીમાત્રને ફળદાતા એકજ પ્રભુ છે. પોતાની જ ભાવના ફળે છે. 'જેવી ભાવના તેવી સીદ્ધિ.' ભુતકાળમાં જે વખત ગયો, તેતો ગયોજ, ભવીષ્યની લગામ પ્રભુના હાથમાં છે. 'કાલ કોણે દીઠી છે?' ત્યારે વર્તમાન કાળ જ આપણા હાથમાં છે. માટે 'આજનો લ્હાવો લીજીયેં.' 'જાગ્યા ત્યાંથી સવાર.'

'કાલ્હ કરેસો આજ કર, આજ કરેસો અબ,
અવસર બીત્યો જાત હૈ. ફીર કરેંગો કબ?'

હરેકે ભવિષ્ય કેવું ઘડવુ, એ અત્યારનાં આચાર પર આધાર રાખે છે. આચારનું આધાર સમજણ ઉપર છે, સમજનો આધાર સંગ ઉપર છે, માટે સત્સંગજ કળીયુગમાં ભવસાગર તરવાનું, તેમ આ લોક તથા પરલોક સુધારવાની સહેલી નૌકા છે, એમ હરેક ધર્મો–પંથો મહાપુરૂષો–શ્રી આચાર્યો–તેમજ શ્રી ભગવાને પણ શ્રીમદ્દભાગવતમાં સમજાવ્યું છે. જેવો સંગ તેવો રંગ લાગે છે.' માણસ જેવા વિચારો કરે છે, તેવો જ તે થાય છે.

ખરૂંતો, 'જે ટાંણે જેવી વૃત્તિ તે ટાંણે. તેવો તે છે. તેવો જગત દેખે છે.'

'અંતે મતિ તેવી ગતિ' જેનો અંતકાળ સુધર્યો તેનું બધું સુધર્યું. મતિ–બુદ્ધિ સુધારવા પહેલાંથી સત્સંગ–પ્રભુ સ્મરણ–જ્ઞાન–ભકિત વગેરેનું વ્યસન લગાડેલ રાખવુ જોઈએ. આખું જન્મ પવિત્રજીવન ગાળ્યું હોય. વિશેષ ભજન–શ્રી ગુરૂસેવા–સત્સંગ કીધું હોય તો અંતકાળે સમાધાન રહે છે, મન ભરેલું રહે છે.

'બિન સત્સંગ ન હરિ કથા, તાબીન મોહનજાત,
મોહગયે બીન રામ પદ, હોત ન દઢ અનુરાગ.'

આ જગતમાં શું શીખવા લાયક છે, કે, જે શીખ્યા પછી કાંઈ શીખવાનું બાકી ન રહે?

મનુષ્ય જન્મ સફળ કેમ થાય, તેજ એક શીખવા લાયક છે. ભલા, તે કોણ શીખાવે?

જેણે સફળ કીધું હોય તે; તે હાલ કયાં છે? તો શ્રી ભગવાન કહે છે, કે,

'નાન્તોસ્તિ મમદિવ્યાનાંવિભૂતીનાંપરંતપ.' પ્રભુનાં રાજ્યમાં પ્રભુના ઘણાં નોકરો–વિભુતિમત્સત્વો હાલ પણ છેજ, (હા, તેમનાં માટે નથી, કે, જેમને ગરજ નથી, પણ ખરો તૃષાતુર વાટ જોતો નથી.)

ભલા, તે હોય, તો ઓળખાય કેમ?

હોય તો શરીર ધારીજ, પણ લક્ષણોથી.

તે કયા લક્ષણો? શ્રી પ્રભુએ દૈવિસંપત્તિનાં લક્ષણો કયાં છે તે, (તાદૃશીજન તેને જાણીયેં જેમાં એવા ગુણ હોય.) (વૈશ્નવ-જનતો તેને રે કહીયેં, જે પીડ પરાઇ જાણેરે, પરદુઃખે ઉપકાર કરે પણ, મન અભિમાન ન આણેરે.) ભલા તે દૈવીસંપત્તિનાં ગુણોનાં નામ પોથીમાં લખેલાં છે, પણ જેનાં જીવનમાં–ચારિત્ર્યમાં દેખીયેં, તેજ ખરેખર જીવન સફળ–કૃતકૃત્ય કરવાનું શીખાવે. કલ્યાણનો માર્ગ (પંથ–રસ્તો–સીડી–સાધન) બતાવે, પ્રભુ સાથ વાતો કરતાં શીખવે, મીથ્યા અહં ભુલાવે,

પ્રભુ સાથ આપણું શુ સંબંધ-સગપણુ છે તે જગાડે. 'સંત વિનાં કોણુ પંથ બતાવે, દુઃખીયારાની દાઝ ઓલાવે.'

હોય છતાં ભાગ્યવિના ઓળખાતા નથી, અનેક જન્મોનાં પુન્યોદય વડે શ્રી ભગવદનુ-ગ્રહ થાય છે, ત્યારે જ સત્સંકલ્પ-શુભેચ્છા ઉદય થાય છે, તે શુભેચ્છા જ, આવા સત્પુરૂષોનું ભેટો

કરાવે. 'ભગવદ્દી ભગવદ્ એ કહે. તીનસું રાખો નેહ,
ભવસાગર કે તરણુકી, નોકા કહીંયેં એહ.'

આ સૃષ્ટિમાં પ્રભુનીજ સત્તા કામ કરી રહી છે. (દ્રષ્ટ જગત પર અદ્રષ્ટ સત્તા છે) તે, દૈવિ સત્તામાં દાખલ થવાથી, અતુલ-મહાબલ-આત્મબલ પ્રાપ્ત કરી શકાય છે. જેમ એકાદ દુર્બલ માણુસ જ્યારે મોટા શેઠનો મુનીમ થાય છે, ત્યારે તે શેઠની સત્તામાં દાખલ થવાથી તેના શેઠનું બલ તેમાં આવે છે.

જેમ એકાદ ગરીબ મરાઠી, જ્યારે સરકારમાં સીપાઇની નોકરી મંડાવે છે, ત્યારે તે સરકારની સત્તામાં દાખલ થવાથી, તમાં સરકારનો બળ આવે છે. પછી મોટારવાળા શેઠીયાઓને પણુ 'ખબરદાર, ખડા રખો' કરી હુકમ ચલાવી શકે છે, પણુ ક્યારે ? જ્યારે તે સરકારની સત્તામાં દાખલ થયો ત્યારેજ.

જ્યાં સુધી તેણે સરકારની નોકરી મંડાવી ન હતી, ત્યાં સુધી તે બીચાળો હતો. નોકરી મંડાવ્યા પહેલાં પણુ સરકારની સત્તા સરકારનાં રાજ્યમાં હતીજ, પણુ દાખલ થવાથીજ બલ આવ્યું. તેમ સરકારોનો સરકાર શ્રી પરમાત્મા, કે જેની અનંત

સત્તા ચૌદ લોકમાં પ્રવર્તે છે, જેના ભયથી સૂર્ય તપે છે, વાયુ વાય છે, ઋતુઓ વખતસર આવે છે, સમુદ્ર ભરતિ ઓટ કરે છે, નદીઓ વહે છે, પશુ પક્ષીઓ જેનાં ડરથી ચાલે છે, દેવતાઓ જેને નમે છે, તે પરમાત્માનોજ હું છું જ. આ, જો, ખરા હૃદયથી માને તો, શું બળ, ન આવે? (રડતાપણું રહેજ નહિં) હવે પરમાત્માની સત્તા તો છેજ, પણ દાખલ થવું જ બાકી છે. કયાં સરકારનો એકાદ નજીવો સીપાઇનો બળ, ને કયાં, શ્રી જગદગુરૂ પરમાત્માનાં નોકરનો બળ? (શ્રીહનુમાનમાં શ્રીરામનું કેટલું બળ આવ્યું?) હવે, સરકારના સીપાઇની નોકરી મંડાવવા, તેને કાંઇ રાજાને અરજી આપવી પડતી નથી, પણ વાઇસરાય–ગવર્નનર–કે, કોનેસ્ટેબલને અરજી કરવાથી, તે રાજસત્તામાં દાખલ થઇ શકે છે, તેમ શ્રી પરમાત્માની સત્તામાં દાખલ થવા કાંઇ પરમાત્માને અરજી કરવી પડતી નથી, પણ તેનાં મોટા નોકરો શ્રી આચાર્યો–શ્રી સદ્ગુરૂઓ–સંતો–ભગવદીજનો–પ્રભુનાં અનેક લાલો આ જગત્માં અનેકનાં કલ્યાણ–ઓદ્ધાર–ભલા માટે ફરે છે, તેમને અરજી કરવાથી-શરણું લેવાથી–સત્સંગ કરવાથી ઈશ્વરી કાયદાઓ પાળવાથી આપણે પણ મહાનમાં મહાન્ ઇશ્વરી રક્ષામાં–ઇશ્વરી અજીત સત્તામાં દાખલ થઇ શકીયે છીએ. એકજ સત્તા સદાકાળ (હાલ પણ) કામ કરીજ રહી છે.

સરકારનાં કાયદાથી સરકારનો રાજ્ય ચાલે છે, ટ્રામવેના કાયદાથી ટ્રામવે, રેલ્વેનાં કાયદાથી રેલ્વેઓ, શેઠનાં કાયદાથી પેઢીઓ ચાલે છે, ઘરધણીના કાયદા પ્રમાણે ભાડુતો

રહે છે, ત્યારે આસૂર્યસાગર ચાલે છે, માણસ જન્મે મરે છે, છોકરાઓ નાનાથી મોટા થાય છે, વાળ ઉગે છે, દરેક ફળોમાં તે ફળોનું સ્વાદ આવે છે, તે સર્વ પ્રભુનાંજ કાયદાથી ચાલે છે. મોરના પીછાની બનાવટ કોણે કીધી? ઉંચે નારીએલનાં ઝાડ ઉપર. મીઠું પાણી કોણે નાખ્યું? સંત્રા–મુસંબી–લીંબુ ત્રણેનાં બી જો ભેળા કરીએ, તો પાછા માણુસ ઓળખી ન શકે, પણ વાવીએ, તો જેનું જે બીજ તેમાંથી તેજ ફળ થાય છે, આપણાં હૃદયમાં વગર ચાવીએ રાત દહાડો ધબકારા કોણ મારે છે? અહા! હા! પ્રભુની અથાગ માયા અપરંપાર છે.

બધાના કાયદા છે, તો, આ અટપટો–વીચિત્ર જગત ચાલે છે, તે રચનારના કાયદા શું નથી?

છેજ, પણ સ્વધર્મ પાળે તેનાં માટે છે. અર્થાત, જેને આ જગત શ્રી જગદીશનો દેખાતો નથી તે આ જગતમાં રહેવા લાયક નથી, એમ સાચા સત્પુરૂષો કહી ગયા છે, તે સત્યજ છે.

શું સુધારીએ તો સર્વ સુધરે? પોતાનીજ દ્રષ્ટિ-પોતાનીજ જાતને-પોતાનાંજ મન બુદ્ધિને સુધારવાથી, બધું સુધરેલુંજ પ્રભુની લીલાજ દેખાય છે. 'આપ ભલા તો જગ ભલા.' નિશ્ચયમાં જ બળે છે. 'નિશ્ચયનાં મહેલમાં વસે મારો વ્હાલો.' દૃઢ નિશ્ચય આગળ વિઘ્નો આપોઆપ હટી જાય છે. જો તીવ્ર ઇચ્છા હોય, તો માર્ગ જરૂર મળી જાય છે.

કોઇનાં પણ દોષો જોવાથી પ્રથમ તે પોતાનામાં આવે છે. બીજાનું બગાડવાની ઇચ્છા કરનારનું પ્રથમ ઇશ્વર જ બગાડે છે, માટે સૌના ભલામાં પોતાનું ભલું છે. પોતાને સુખી થવું હોય, તો બીજાને સુખ આપવું ( પોતાનાં ઘેર ન્યાત જમે, તો શું ઘરનાં માણસો ભુખ્યા રહે? નહીં.)

સમષ્ટિનાં ભલામા જ વ્યષ્ટિનું ભલું સમાયલું છે. જે બીજાનું કદી બગાડતો નથી, તેનું ચૌદ લોકમાં કદી બગડતું નથી.

પોતાના મનને જરા પણ પુરસદ આપવી નહીં. સદા સદ્વિષયમાં ચોંટાડી રાખવું, નહીંતો. ઉચ્છૃંખલ–અયુક્તમન પાપજ કરાવી વાસનાઓ વધારશે–એટલે પ્રભુથી દૂર જ જશે. માટે મન ઉપર શ્રીગુરૂ-સંત–સત્શાસ્રોનું, તથા પોતાની શુદ્ધ બુદ્ધિનું અંકુશ હોય, તો મન સંયમી થાય છે. ( કારણ સત્શાસ્રો–ગુરૂદેવ–તથા પોતાના પ્રયત્નથી અનુભવ થાય છે ) સંયમી–વિવેકી મન ભાઇ છે, અસંયમી-અવિવેકી મન શત્રૂ છે. માટે, 'મન રાંમમે, તન કામમેં.'

'મનકા કહ્યાન કીજીયે મન જયાં ત્યાં લે જાય,
મનકો ઐસો મારીયેં કે ટુકટુક હોજાય.'

અહાહા. પ્રાણીઓને શરીરનું રોગ થાય છે કે તરત ખબર પડે છે, પણ 'પુનરપિ જનનં પુનરપિ મરણં' આ ભયરોગ છે. મનનો રોગ છે, તે ધ્યાનમાં પણ આવતો નથી.

આ ભવરોગ છે, તે ઓષધ (શ્રીગુરૂ ઉપદેશ) વિનાં કેમ મટે? ગરજ વિનાં ઔષધ કોણ પીયે? જીજ્ઞાસા (પ્રભુ

પ્રાપ્તિની પીપાસા) વિનાં ગરજ ક્યાંથી? પુન્ય વિનાં જીજ્ઞાસા ક્યાંથી? માટે પુન્ય કરવું. પુન્ય એ દરેક દુઃખો મટાડવાનું રામબાણ ઉપાય છે. દુઃખમાં પુન્ય કર્મો-ધર્મજ આડે આવે છે.

સર્વ આશ્રમો કરતાં ગ્રહસ્થાશ્રમ શ્રેષ્ઠ છે. ગ્રહસ્થાશ્રમને યોગ્ય રીતે વાપરતાં આવડે, તો ગ્રહસ્થાશ્રમ જેવું એક પણ શ્રેષ્ઠ આશ્રમ નથી. માટે ગ્રહસ્થાશ્રમમાં સદ્વિચાર—સદાચાર ચાલુ કરવું, તથા કરાવવું, એ સેવા છે. ઇશ્વર પુજન છે. ધર્મનાં કાર્યો પોતાનાં ઘેરથીજ ચાલુ કરવા જોઇએ. (બીજાઓ ધર્મ કાં પાળતા નથી? તે વિચાર કરવા કરતાં, પોતાનેજ પુછવું, કે હું કાં પાળતા નથી? તો પોતાનુંજ મન કહેશે, કે હું તો બરોબરજ છું. તો જેમ પોતાનાં મનથી દરેક પોતે બરોબરજ છે, તેમ, બીજાઓ પણ પોતાનાં મનથી પોતે બરોબરજ છે એમ માને છે. દરેકનાં મન જુદાં છે, માટે કહેવત છે કે, 'બોલે તૈસા ચાલે, ત્યાચી વંદાવી પાઉલે'.'

ખરી સેવા તો લોકોને પાપી થયા પછી પ્રાયશ્ચિત દેખાડવા કરતાં, પ્રથમથીજ પાપ ન કરવા માટે સાવધાન રહેવા ઉપદેશ આપવું, એ મુખ્ય સેવા છે.

રોગ ગ્રસ્ત થયા પછી ઔષધ આપવા કરતાં પ્રથમથીજ નીરોગી કેમ રહેવાય તે ઔષધ આપવું શ્રેષ્ઠ છે.

**પ્રભુ વિનાં ક્યાં પણ સુખ-શાંતિ સમાધાન કે આનંદ નથી.**

પ્રભુમાં પહોંચ્યા વિના લાખ જન્મે પણ આનંદ મળવા નો નથી. કારણ, પ્રભુ પોતેંજ આનંદમૂર્તિ છે. અર્થાત, આ જગતમાં દરેકને સુખની ઈચ્છા છે. ને દુઃખ મટાડવાની ઇચ્છા છે પણ સુખ શું છે? ને દુઃખ શું છે? તે પ્રથમ સમજવું જોઇએ. સુખ એટલે જેને જે ઈચ્છા હોય. તે પ્રમાણે સાનુકુળ પ્રસંગ–સ્થિતિ, તેજ તેનું સુખ છે. દુઃખ એટલે જેને જે નથી જોઈતું, છતાં આવી પડયું હોય એટલે મનની પ્રતિકુળ અવસ્થા તે દુઃખ છે. દરેકના સુખની વ્યાખ્યા જુદી જુદી હોય છે.

(વસ્તુતઃ બંન્ને મનોધર્મ છે. અનિત્ય છે) કોઇને સ્રીમાં, કોઈને પુત્રમાં, કોઇને ધનમાં–કીર્તિમાં, બંગલામાં, મોટરમાં, હરવા ફરવામાં, નાટકોમાં, ખાવામાં વગેરે જેની જેવી સમજ, તેવુંજ, તે સુખનું અર્થ કરે છે. આ જગતમાં સુક્ષ્મવિચારતાં. વિવેકી ને દુઃખરૂપ સર્વ લાગે છે.

(શ્રી ભગવાનને આ જગતને દુઃખાલય–દુઃખનો ઘર કહયો છે.) એક સુખી પુત્ર વિનાનાં માબાપને એમજ લાગ્યું કે. પુત્ર હોય તોજ સુખ છે, તે વિનાં જીંદગી નકામી છે. દૈવઈચ્છાથી એક પુત્ર થયો. પરણ્યો છેવટ દૈવઈચ્છાથી દેવલોક પામ્યો, હવે તેજ માબાપને લાગ્યું, કે, આ કરતાં ન જન્મ્યો હોત તો સારૂં હતું! હવે એમાંથી સારૂં કયું? ન પરણેલાને એમજ લાગે કે પરણવામાં સુખ છે પરણ્યા પછી, સ્રી માથાની મળે, તો તેજ કહે કે. આ કરતાં કુંવારા સારા! તો એમાંથી સારૂં કયું? પુત્રો, સુપુત્રો ન નીવડે, તો, માબાપો કહે કે,

આવા છોકરા કરતાં. વાંજીયા સારા ! વગેરે, અનેક દ્રષ્ટાંતો છે તેમાંથી કાંઈજ નીર્ણય થતું નથી. જેમાં મનથી માની લઇએ, તેમાં આપણને સુખ ભાસે છે. વસ્તુત નથી.

પ્રભુએ આ સંસાર (ઇચ્છામાત્રથી-સત્સંકલ્પમાત્રથી) રચી, સુખ તથા દુઃખ આ બેઉ ફળો રચ્યાં છે. સુખ તથા દુઃખ બંન્ને સગાં ભાઇ છે. માન અપમાન-જય પરાજય-નીંદા સ્તુતિ-ઉન્નતિ પતન-સંયોગ-વિયોગ-હર્ષ-શોક-જન્મ મરણ વગેરે દ્વન્દ્વો પ્રભુએ રચ્યાં છે. આ બધાને પ્રભુએ હુકમ આપ્યો છે, જે એકને કોઇ બોલાવે, તો બંન્નેએ સાથે જવું. (જેમ ગૌદાન આપીયે, તો નાનો વાછરડો સાથે જાય છે, તેમ) એટલે સુખને જે બોલાવે, તો દુઃખ પણ ભેળો આવશેજ. આપણે સુખને કંકોત્રી લખી, કે અમારા ઘેર પધારજો, પણ સુખ છે આંધળો, દુઃખ તેનો ભાઇ છે દેખતો. હવે તે કંકોત્રી દુઃખે પોતાનાં ભાઈ સુખને વાંચી સંભળાવી. સુખ ને દુઃખ બંન્ને આવવા લાગ્યાં, પણ દેખતા ભાઈ દુઃખનો હાથ ઝાલી સુખ પાછળ પાછળ આવતો હતો, તો પ્રથમ દરવાજામાં દુઃખજ પહેલો આવશે. એટલે કે સુખની આશાજ દુઃખનું કારણ છે. જ્યારે સુખ ને દુઃખ બન્નેની આશા છોડીયે છીએ, ત્યારેજ અવિ-નાશી સુખની સમજ પડે છે. આ સીધ્ધાંતને વિવેકથી તપા-સીએ તો, જગતમાં સુખને દુઃખ બેઉ છે. હવે આપણું મન દુઃખમાં છે, તથીજ દુઃખનો અનુભવ થાય છે. સુખ એ કાંઈ બહારની વસ્તુઓમાં નથી, પણ જેમાં આપણે મનથી માની લઇએ છીએ. તેમાં ભાસે છે, એટલે કે સુખને દુઃખ. એ એક ચીત્તની અવસ્થા છે.

જ્યારે જે વસ્તુની આપણે અત્યંત ઈચ્છા કરીએ છીએ ત્યારે તે વસ્તુ આપણાથી દૂરને દૂર ચાલી જાય છે. ( પોતાનાં પડછાયાને પકડવા જઇએ, તો પકડાતો નથી, પણ સૂર્ય સામે મોઢું કરી ચાલીયે, તો પડછાયો પાછળને પાછળ આવે છે તેમ) સૂર્યરૂપ ભગવાન સામે મોઢું કરી પ્રભુ તરફ વળીયે ને પડછાયાજેવી માયાની ચીજોની ઈચ્છા ખરા અંતઃકરણથી છોડી દઈએ ત્યારે તે સફળ થવા આવી ઉભી રહેશે, આ ઇશ્વરી રચના છે.

આપણે ઈચ્છા કરતી વખત ફળ શું આવશે તેનો વિચાર કરતા નથી, પણ જ્યારે ફળ મનથી ધારેલાથી વિરૂદ્ધ આવે છે, ત્યારે બીજાના દોષો કાઢીયે છીએ, નસીબને ગાળો દઇએ છીએ, લોકોને નીંદિયે છીએ, ન્યાયી પ્રભુને અન્યાયી કહીયે છીએ, રડીએ–કકળીએ છીએ, માથું કુટી–નવા પાપો કરીએ છીએ, પણ એમ વિચાર કરતા નથી, જે, મારીજ ઈચ્છા–તૃષ્ણા વાસનાએ મને આ દુઃખમાં નાખ્યો છે. તોહું કોનો વાંક કાઢું છું? પણ આ પ્રભુ શ્રીગુરૂદેવ દયા હોય તોજ આવી સદબુધ્ધિ સુઝે છે

ઘણા ખરાને શ્રીલક્ષ્મી–ધન જોઇએ છે. શ્રીલક્ષ્મીના પતિ શ્રીનારાયણ જોઇતા નથી. હા, શ્રીનારાયણ જોઇએ છે ખરા. પણ

'ઘડપણમાં ગોવીંદ ગુણ ગાશું,
ગુરૂરાજ, હમણાં તો નથી નવરાશ.'

પ્રથમ શ્રીલક્ષ્મી જોઇએ છે, પણ શ્રીલક્ષ્મીજીતો શ્રી નારાયણનાં સતિ છે, આપણાં માતુશ્રી છે; જ્યાં શ્રીનારાયણ

સત્ય છે, ત્યાંજ લક્ષ્મીજીનો વાસ છે, માટે શ્રીનારાયણને શોધવાથી શ્રીલક્ષ્મીજી સ્વયં પધારશેજ. (ઝાડનાં મુળમાં પાણી રેડવાથી આખા ઝાડનું પોષણ થાય છે તેમ) હવે શ્રીનારાયણને પ્રાપ્ત કરવા, તેનાપર અત્યંત પ્રેમ જોઇએ, એટલે કે પ્રેમનો વિષય એકજ-સત્ રાખવું. જેમ ભક્તિરસથી ઉભરાતા સૂરદાસનાં હાથ છોડાવી, શ્રીભગવાન છેટે ગયા, ત્યારે કહયું કે, 'બાંય છોડાય કે ચલ ગયે દુર્બલ જાને મોય, હૃદયમેંસે જબ નીકલો તો મરદ બખાનું તોય.' શ્રી ગોપીઓએ કહયું કે,
हृदयाधद्दिनिर्यामि पौरूषंगणयामिंत.' ॥

આપણો ને ઈશ્વરનો નીકટમાં નીકટનો સંબંધ-સગપણ છે. ઇશ્વર આપણને ભુલતા નથી પણ આપણેજ ઇશ્વરને ઓળખતા નથી. ઇશ્વર ખોવાયલા નથી. પણ જીવથી ભુલાયલા છે. આપણું મન ઈશ્વરથી બહીર્મુખ થઈ નામરૂપ સ્વપ્ન જગતમાં રચ્યા પચ્યા કરે છે, તેથીજ ઈશ્વર ભ્રાંતિથી દૂર ભાસે છે. શ્રીસદ્દગુરૂથી-ભગવદભક્તિથી; પરમાત્મા સ્વરૂપનાં જ્ઞાનથી મનની શંકાઓ-ભ્રાંતિ ટળે છે, ત્યારેજ આ જગત્ ઇશ્વરનો રચેલો સુંદર બગીચો દેખાય છે. કારણ 'જેવી દ્રષ્ટિ તેવી સૃષ્ટિ' આ સીધ્ધાંત સત્યજ છે. એટલે કે દ્રષ્ટિજ બદલાવવી છે. પ્રભુ દ્રષ્ટિ-સમ દ્રષ્ટિ થવી, એ અંતીમ ભુમિકા-ફળ છે.

એવો કોઇ ચૌદ લોકમાં પદાર્થ નથી, કે જે પ્રભુ કૃપા થતાં ન મળે. માટે પ્રભુ-કૃપા એજ સાચું ધન છે. શ્રી ભકિત ધન-વિવેક-વૈરાગ્ય ધન છે, શ્રીરામજ રતન છે-ધન છે, શ્રીહરિ નાણું-શ્રીદયાનિધિની દયા-શ્રીગુરૂકરૂણાં, એ જન્મોજન્મ કામ

આવે એવું અખુટ અમુલ્ય ધન છે. એક માણસ પાસે લાખો કરોડો રૂ૦ ધન છે, બીજા પાસે રૂ૦ ધન નથી પણ પરમાત્માની કૃપા-અનુગ્રહ છે, તો બેઉમાંથી શ્રેષ્ઠ કોણ કહેવાય ? ખરેખર પરમાત્માની કૃપા તો જન્મોજન્મ કામ આવે છે, દરેક પ્રસંગ-સ્થિતિ-સંજોગોમાં ડગલે ડગલે કામ આવે છે.

માયીક ધન તો શરીર છે ત્યાં સુધીજ, તેમ અમુકજ દુ:ખ મટાડે છે. બધાં ત્રીવિધ દુ:ખો કાંઈ મટતા નથી, અને આ કૃપા તો. શરીર છુટયા પછી પણ કામ આવે છે. માટે પ્રભૂની મીઠી દ્રષ્ટિ-અનુગ્રહ દયા-કૃપા એ અખુટ સત્ય ધન છે. બધાં દુ:ખો મટાડવા રામબાણ ઉપાય પ્રભૂ કૃપાજ છે. ભલા; પ્રભુ કૃપા વિનાં રૂ૦ ધન પણ કેમ મળે ? અહો કૃપા. ૐ.

જેને પ્રભુ-સ્મરણ સેવા વિનાં બીજું કાંઇ મધુર ન લાગે, તેજ કૃપાપાત્ર થયો ગણાય છે. જેને પોતાના આયુષ્યમાંથી એક ઘડી પણ વ્યર્થ જાય, તે માથાનો ઘા જેવો લાગે છે, તેજ કૃપા પાત્ર આ જગતમાં આયુષ્યનાં સદુપયોગથી અસામાન્ય-મહત્ક ર્યો કરવા પ્રભુ નિમિત્ત બનાવે છે.

એક શ્રી ઈષ્ટદેવ-શ્રી કૃષ્ણ સદ્ગુરૂ રાજી હોય, તો ભલે આખું જગત વિરૂધ્ધ હોય. તો પણ વાળ વાંકો થતો નથી

'જીતને તારે ગગનમેં ઇતને શતરૂ હોય,
કૃપા હોય શ્રીરામકી બાલ ન વાંકો હોય.'

આ જગત કદી રાજી થશે નહીં. કારણ એક એક માણસનાં રોજ સેંકડો રંગ થાય છે. દરેક ખુશીવાળા છે. દરેકની ખુશી જુદી છે, પ્રકૃતિ ભેદ રહેશેજ. તેથી જો બધાને રાજી કરવુ હોય તો, બધાનો મૂળ જે પરમાત્મા. ને એકનેજ રાજી કરવું. જ્યારે આપણે પરમાત્મા સાથે બગાડીએ છીએ. ત્યારે જગત આપણી સાથે બગાડે છે, પ્રભુ તેનેજ પોતાનો ગણી રાજી થાય છે. કે જે પ્રભુનાં કાર્યને-નિષ્કામ સેવાને (પરોપકાર ને લોકારા ધનરૂપ ઇશ્વર પૂજનને) પોતાનું કામ સ્વધર્મ ગણે છે, એટલે કે પ્રભુના કામપર મમતા રાખનાર પર પ્રભુ મમતા રાખે છે; અહો ભકિત અહો સેવા, ૐ.

શ્રી પરમ પુમાન પરમેશ્વરની કૃપા વિના અવિદ્યા મુલક સંસાર છુટતો નથી, અંતઃકરણ પવિત્ર કર્યા વિના કૃપા થતી નથી. નિષ્કામ સત્કર્મો કર્યા વિનાં અંતઃકરણ પવિત્ર થતું નથી, મનુષ્ય જ્ઞાનની ગમે તેટલી વૈખરી વાણી બોલે છતાં, સત્કર્મો તથા ભકિતથી અંતઃકરણ પવિત્ર કરતો નથી. ત્યાં સુધી કાચા ઘડાનાં પાણીવત્ જ્ઞાન જરી જાય છે. જે જ્ઞાન ચારિત્ર્યમાં પોતાના જીવનમાં આવ્યું, તેટલુંજ જ્ઞાન થયું ગણાય. રાજા રાવણમાં મહા બળ હતું, ચારે વેદ કંઠાગ્ર હતાં, યુકિત હતી, શકિત હતી, પણ ભકિત ન હતી. તથા અહંકાર હતું, તેથી સર્વનું નાશ થયું. જો મન શુદ્ધ-સ્થિર હોય તો તીર્થોનું શું કામ? (તીર્થો ન કરવા એ કહેવાનો હેતુ નથી, પણ તીર્થો કરી કરી છેવટ મનને શુદ્ધ-સ્થિર-નિષ્કામ-વાસનારહિત-પવિત્ર બનાવવું છે) સદ્વિદ્યા હોય તો ધનની શું જરૂર છે? માનવ દેહ પ્રભુનો કોપ

ઉંનરે એવા કાર્યોમાં—આ લોક—પરલોક બેઉ બગડતા હોય, અપજશ બોલાતો હોયતો મૃત્યુ શું ખરાબ? સેવા ન થતી હોય, તો જીવન ભુભાર છે, અવિવેકીને શાસ્ત્ર ભાર છે, અશાંતને મન ભાર છે, લોભીને ધન ભાર છે, ગધેડાને સોનામહોર ભાર છે, અંધને દીપ—આરીસા શું કામનો? બહેરાને ગાયન શું કામનું? છાશ પચતી નથી તેને કસ્તુરી—માત્રા શું કામની? દુધપાક ઉંટને શું કામનું? તેમ શ્રી હરીરસ—રામરસ—પ્રેમરસ—ભકિતરસ શ્રી કૃષ્ણ નામ મંદભાગીને કયાંથી મળે?

શ્રી હરિની પ્રાપ્તિ માટે તુલશીદાસજીએ કહ્યું છે. કે, 'સત્ય બચન આધીનતા પરસ્ત્રી માત સમાન ઇતને.સં હરિ ના મીલે તો તુલશીદાસ જમાન.' બસ, આટલું જ જોઈએ છે. સત્ય બચન, જેવું મનમાં હોય તેવું વાણીમાં, વાણીમાં તેવું કર્મમાં, આધીનતા એટલે શ્રી ભગવાને કહેલી આજ્ઞાઓને આધીન—તે પ્રમાણે વર્તવું, અથવા. શ્રીગુરૂ—સંત આધીન, પરસ્ત્રી માત સમાન, પરસ્ત્રી માત્રને પોતાની માતા-જનેતા જેવી માનવી, મનને ઉંધી દશામાંથી સીધી દશામાં વાળવું, એ, પ્રથમ જરા મનને કડવું લાગે પણ થોડો વખત ટેવ પાડીએ, એટલે તેવું જ મન થાય છે. મન જો બરાબર અંકુશમાં હોય તો એક પણ પાપ થાશે નહીં. મનને ઈશ્વર પ્રેમ ભક્તિનો સ્વાદ ચખાવીયે, તો કદી સંસારનાં ખોટા રમકડાનાં સુખોની ઈચ્છા કરશે જ નહીં. એક સુખ-અંતરનો દૈવિ સુખ મળ્યા વિના બાહ્ય સુખ મન છોડી શકતું નથી. મનને રોકવું, સ્થિર કરવું, પવિત્ર દીશામાં વાળવું કઠણ પણ છે, પણ સતત અભ્યાસ-વૈરાગ્ય-ભકિતવડે તથા

ભગવદ કૃપા થાય, ને સાચા શ્રી સદ્‌ગુરૂ મળે, તો કાંઈ જ દુર્લભ નથી.

'પૂર્ણ પ્રભુ ગુરૂદેવ આપ નારાયણ અવતાર, સદા રહો મમ શીશપર સદ્‌ગુરૂ ચરણ તુમ્હાર.' શ્રી સદ્‌ગુરૂ વિના કદી શ્રી ત્રીગુણાતીત ગોવીંદ મળતા જ નથી. 'જીવતું શું કરવા આથડે, હરિ નીગમગુરૂ વિના નહીં પડે.' શ્રીગુરૂ કાંઇ શ્રી ગોવીદ આપતા નથી, પણ ઘટમાં જ છે, તે બતાવી આપે છે. જાગેલો જ જગાડે છુટેલો જ છોડાવે-તરેલો જ તારે-ઠરેલો જ ઠારે છે. માટે શ્રીગુરૂ મહીમા સર્વ ધર્મોમાં મુકત કંઠે ગવાયો છે.

'ગુરૂ બીન જ્ઞાન, ન ઉપજે ગુરૂ બીન મીટે ન ભેદ,
ગુરૂ બીન સંશય ના મીટે જયજય શ્રી ગુરૂદેવ.'
'શ્રીગુરૂ ગોવીંદ દોનું ખડે કીનકું લાગું પાય,
બલીહારી ગુરૂદેવકી જીસને ગોવીંદ દીયા બતાય.'

આવા સદ્‌ગુરૂઓ પૈસાથી કે અક્કલથી મળતા નથી, પણ પુર્વ જન્મનાં પુન્યોથી ઓચીંતા પ્રભુ મેળાપ કરાવે છે. જેનું મન સેવાથી શુદ્ધ થયું છે, તેને આ જગતમાં કાંઇ દુર્લભ નથી. શુદ્ધ મનમાં. પ્રભુનું બળ-આત્મબળ હોય છે, જેટલું મન પવિત્ર, તેટલા પ્રભુ સમીપ છે, જેટલું મન મેલું, તેટલા પ્રભુ દૂર છે. 'હું હોયતો હરિ નથી, હરિ હોય તો હું નથી.'

'તું તું કહેતાં તું ભયા મુજમેં રહી નહું,
વારી તેરે નાંમ પર જીત દેખું તીત તું.'

જીવન પ્રેમમય-પવિત્ર-તથા સદા આનંદી બનાવવું, એજ સાફલ્ય છે. શુદ્ધ મનને-વાસના રહીત મનને સર્વત્ર ઝુંપડીમાં ગરીબ સ્થિતિમાં પણ આનંદ છે. અશુદ્ધ-અસ્થિર-ચંચલ મનને મહેલમાં પણ સર્વત્ર શોક-ચીન્તા-કલેશ છે.

, તીન ટુકુકો પીનગજ ઔર ભાજી બીનલોન, તુલશી રઘુવર ઉર બસે ઇંદ્ર બાપુડો કોન ?' શુદ્ધ-નિર્મળ-પવિત્ર મનમાં જ શ્રી ભગવદાવેશ આવે છે. શ્રી સદ્‌ગુરૂ ઉપર શુદ્ધ ભાવ રાખવાથી મન શુદ્ધ થાય છે, બધું જાણ્યું પણ આ એકજ જો ન જાણ્યું, તો, સર્વ વ્યર્થ જાય છે, કે, 'હુ કેમ તરૂં? મને પ્રભુ કેમ મળે? મારો ભવ રોગ કેમ મટે? મારી બુદ્ધિ શુદ્ધ કેમ થાય? હું બીજાની વ્યર્થ ચીંતા શા માટે કરૂં છું? હુ શા માટે જીવું છું? વગેરે આ દરેકે પોતાને સુધારવાના પ્રશ્નો જ શ્રી ગુરૂદેવ તથા ભગવદીજનો પાસે જાણવા લાયક છે, જાણીને તેમાં તમર રહેવાથી કૃપાપાત્ર થવાય છેઃ—

અહો શાસ્ત્રં અહો ગુરૂઃ અહોજ્ઞાનં અહો સુખં.

એક વખત એક પરમ પવિત્ર-અનન્ય ભકિતવાન્-નિષ્કામ-નિસ્પૃહી-ત્યાગી સત્પુરૂષ રસ્તામાં બેઠા હતા, ત્યાં રાજાની સ્વારી આવી, છતાં, ઉઠયા નહીં. સીપાઈઓનુ કહેવુ માન્યું નહીં, ત્યારે, પ્રધાન સમજાવવા આવ્યો. તેની દુઃખી સ્થિતિ જોઇ પ્રધાનને દયા આવવાથી કહયું કે, 'પ્રભુ તમને સારા દહાડા દેખાડો,' તેણે જવાબ આપ્યો કે 'મેં ખરાબ દહાડા કદી જોયા જ નથી, બધા દીવસો પ્રભુનાં છે.' સ. 'પ્રભુ તમને

સંપત્તિ આપો.' જ. 'મેં વિપત્તિ જોઈ જ નથી.' સ. 'પ્રભુ તમને સુખી કરો.' જ. 'હું કદી દુઃખી છુંજ નહીં, કારણ મને અંતરમાંથી અખુટ ઈશ્વરી આનંદ મળે છે, તેથી મને બહારના ક્ષણીક આનંદની ઈચ્છા જ નથી.' ત્યારે પ્રધાનને ગુસ્સો ચઢયો, તેણે કહયું કે, મારો રાજા આવે છે, તમો રસ્તામાંથી ઉઠી જાઓ. જ. 'હું પણ સ્વરાજ્ય ભોગવું છે, હુ મારા મન ઉપર રાજ્ય ભોગવું છું, અને જગતમાં તેજ રાજ્ય શ્રેષ્ઠ છે.' પ્રધાને પુછયું, કે મારા રાજા પાસે કરોડો રૂ૦ છે. જ. 'મને એક પાઇનું ખર્ચજ નથી.' જ. 'મારા રાજા પાસે શત્રુઓને જીતવા સીપાઇઓ–તોપો બંદુકો છે.' જ. 'તમારો રાજા શત્રુથી લડતાં જીતે, કે, હારે પણ, પણ મેં તો કોઈ શત્રુજ રાખ્યો નથી, કારણ મારા અંતરનાં શત્રુને કાઢવાથી બહાર કોઇ શત્રુજ રહયું નથી.'

આહાહા. આજ પરિપૂર્ણતા કહેવાય છે. આપણા શત્રુઓને ખરા હૃદયથી આશીર્વાદ આપવાથી વેર ભુલવાય છે, વેર બદલો ઉપકારથી વળે છે, દ્વેષનો બદલો પ્રેમથી વળે છે, 'निर्वैरःसर्वभूतेषुयःसःमामेतिपांडवः' તેજ પ્રભુને પામે છે.

એક વખત, એક, પ્રભુ ભક્તિમાં પૂરા રંગાયેલ હરિજન હતા, તે નદીને સામે કીનારે જવા, નૌકામાં બેઠા. તે નૌકામાં, પચાસ–સાઠ દુર્જનો તેની ખુબ મશ્કરી કરી-ફજેતી કરવા લાગ્યા. ઘણું કષ્ટ આપ્યું, છતાં, પોતે શાંતિ જાળવી મૌનજ રહ્યા, પણ, પ્રભુથી પોતાનાં અનન્ય લાડકા ભક્તનું કષ્ટ સહન ન થયું, તેથી આકાશવાણી દ્વારા પુછાવ્યું કે, 'તમને કષ્ટ આપનારને

બોળી દઉં'? તે પ્રભુ પ્રેમીએ કહ્યું 'ના. ના. પ્રભુ એવો તે હું કેટલો પાપી છું, કે મારે લીધે બીચારા તેઓ બુડે? ત્યારે પ્રભુએ પુછયું કે, તમારૂં કષ્ટ હું સહન કરી શકતો નથી, તો શું કરૂં? તેણે જવાબ આપ્યો કે, 'પ્રભુ તે દુર્જનોને બોળો નહીં, પણ દુર્જનોની મલીન બુદ્ધિ-કુબુદ્ધિ બોળી દો. સર્વને સુદબુદ્ધિ આપો, કે જેથી સત્કર્મ કરી ભવસાગર તરે' આજ ખરા સત્પુરૂષનું શુદ્ધ લક્ષણ છે માટે સહન કરવું. તીતીક્ષા વધારવી. જેટલું માણસ પ્રસંગોનું અનુભવ કરી સહન કરે છે, તેટલોજ, તે, ઉંચો ચઢી મહાન થાય છે

માણસ ઉપદેશથી વરતો નથી. જાતિ અનુભવથી, વરે છે, 'વાર્યો ન વરે, હાર્યો વરે માટે અનુભવ એ સમર્થ શીક્ષક છે.

કોઈ સાથે પોતાની તુલના કરવી નહીં. જો તુલના કરવી હોય, તો, પોતા કરતાં ઉંચા ગુણી-શ્રેષ્ઠ-અનન્ય ભકતો સાથે તુલના કરવી. પોતા કરતાં ઉંચ કોટીના સાથે સ્પર્ધા કરવાથી પોતાની ઉન્નતિ થાય છે, પણ દ્વેષ તો નજ કરવો.

આ જગતમાં સાર છે કેવલ પરમાત્માજ. પ્રભુ દર્પણ જેવા છે. દર્પણમાં જેવું મુખ હોય, તેવુંજ સામે દેખાય છે, તેમ જેવી ભાવનાથી જેવી સેવા થાય, તેને તેવું તરત ફળ સામે આપી દે છે અપાવે છે. 'પ્રભુ પળમાં ચાહે તે કરી શકે છે.' રંકને રાજા-મુંગાને વાચળ-પાંગળાને પર્વત ઉલ્લંઘાવે છે, પ્રભુ સર્વ સમર્થ છે, ઈશ્વરનો અગાધ સામર્થ્ય

સત્સંગથી ધ્યાનમાં આવતાં શ્રદ્ધા વધે છે, પહેલાં કાંચી-ચલ શ્રદ્ધા રાખી હોય, ને જેમ જેમ પ્રભુ રક્ષા થતી જાય છે, તેમ તેમ અચલ શ્રદ્ધા થતી જાય છે. 'બિનસત્સંગ વિવેક ન હોઈ, શ્રી રામ કૃપા બિન સુલભ ન સોઇ.' પ્રભુ ઉપર દૃઢ ભરોસો-અડગ વિશ્વાસ રાખનારને કદી દુઃખ પડતું નથી. ભગવદ્ માટે કરેલ સત્કર્મ-પુન્ય કર્મ પ્રભુ વ્યાજ સહીત હજારો ઘણું જીવને વાળી આપે છે. કરેલ સત્કર્મ કદી વ્યર્થ, સ્વપ્નામાં પણ જતું નથી. 'કોઇનો ભાર ન રાખે મુરારી આપે વ્યાજ શીખે ગર્થ વાળી.' 'જયસીજી નકી ચાકરી વૈસા ઉનકુ દેત.' 'ભજન હાર ભજું તજનહાર તજું એસી હમારી પરા પરી.'

'येयथामांप्रपद्यंते तांस्तथैय भजाम्यहम्.' પોતાના છોકરા છોકરીના લગ્નમાં વીજળીની લાઇટો-ઇંગ્લીશ બેંડ જોઇએ, તો પ્રભુના કાર્યમાં પીપોળીતો ઓછામાં ઓછી વગાડવી જોઇએ!

'દેતે હય સો પાતે હય.' શુભ ઇચ્છાઓ પ્રભુજ ફળીભુત કરે છે.

મરણથી ડરવું નહીં, પણ સત્કર્મો-ભક્તિ ન થાય, તો તેથી ડરવું જોઇએ.

પ્રભુ પાસે કૃપાનો તો સાગર છે, કૃપાની ખામી નથી, પણ પુણ્યની-કરણીની ખામી છે, એટલે કે સેવા વિના પ્રભુ કૃપા ન થાય, કૃપા વિના ભક્તિ મળતી નથી, ભક્તિ વિનાં

(પ્રભુ દર્શનની તૃષા વિના) આંખોમાંથી પ્રેમાશ્રુ પડતા નથી, પ્રભુ પ્રેમનાં અશ્રુ આંખોમાંથી પડયા વિના હૃદય શુદ્ધ થતું નથી, ને હૃદય શુદ્ધ થયા વિના, જ્યોતિ-દીવો-પ્રકાશ-પ્રભુ પ્રાપ્તિ થતી નથી.

શુદ્ધ ભકતો પાસે શુદ્ધ ભકતો--દૈવિ જીવોજ ખેંચાય છે, સમાન, સમાનને ખેંચે છે, જે, જે લાયક હોય, તે, ત્યાં, ખેંચાઈ જાય છે, પ્રેમી પાસે, પ્રેમીનું આકર્ષણ થાય છે. સાચો પ્રેમ બોલતો નથી, પણ કરી દેખાડે છે, શુદ્ધ પ્રેમમાં દોષ દગો--ભેદ કે પડદો રહેતો નથી. નીર્દોષ પ્રેમ તેજ ભક્તિ. જે કુટુંબોમાં પરસ્પર પ્રેમ હોય, ત્યાં, વાંધા--કલેશ--કળીજુગ હોતું નથી. પ્રેમથી આખું જગત પોતાનું થઇ, એકમાંજ ભાસે છે. કારણ, પ્રેમ તેજ પ્રભુ; પ્રેમસ્વરૂપજ છે. 'પ્રીતમ પ્રેમીજન મળે તો આત્મ રામ હમારો. જે કોઈ પ્રેમઅંશ અવતરે પ્રેમ-રસતેનાં ઉરમાં ઠરે.' 'તુલશી વશીકરણ મંત્રહ્રય તજીયે બચન કઠોર.'

જે પોતાનું જીવન પ્રભુનાં ચરણ કમળમાં અર્પણ કરે છે, તેને પ્રભુ પોતાનો ગણી, અંતરમાં, શ્રીહરિ સમાધાન આપી સદા સતકર્મો પ્રભુજ કરાવે છે. 'પોતાનાં જનને ઓધારે જેમ તેમ' પરમાત્મા ચૌદ બ્રહ્માંડમાં ન સમાય એવા સર્વ વ્યાપક છે, છતાં પવિત્ર ભકિતવાળા નિષ્કામ હરિજનનાં હૃદયમાં સમાય છે જે કાર્ય બધાના ભલાનું હોય, તેવા સત્કાર્યોમાં સારા સંજોગો સામગ્રી સીદ્ધિ-જશ વગેરે પ્રભુજ દાતા છે. 'सत्यसंकल्पात्मा

દાતા ભગવાન ' કોઈપણ સત્કાર્ય શ્રીહરિનાં હુકમ-ભગવતની પ્રેરણાવિના કદી થતુંજ નથી.

જે પવિત્ર-નિર્મળ ભકિતવાળા ભગવદીજનનાં હૃદયમાં સદા પ્રભુ બીરાજ્યા, તેને આ જગતમાં શું મેળવવાનું બાકી રહ્યું? માણસ ગમે તેટલો પ્રયત્ન કરે, છતાં, જશ અપજશ આપાવવું એ ઈશ્વરનાં હાથમાં છે. અવિદ્યા માયાનું વેગ બહુ જબરો છે, પ્રભુ બચાવે તોજ પ્રાણી બચી શકે છે.

એક ઈશ્વર રાજી તો અખીલ બ્રહ્માંડ રાજી, માટે કેવલ એક દયાળુ પ્રભુનેજ રાજી કરવા આપણે બંધાયલા છીએ. જેનું દીલ સાફ છે, તેને બધા ગુન્હા માફ છે

શ્રી ભગવત પર દ્રઢ ભરોસો ન રાખવાથીજ કાચા ભકતો દુઃખી થાય છે. એક ભરોસો-દ્રઢ ભરોસોજ ફળે છે. પ્રભુ કયાં ટાંણે કેવીરીતે, કયાંથી ભકતને મદદ કરે છે, તે માણસનાં સર્વ વિચારોથી પર છે. જ્યાં બધામાં એકજ પ્રેરણા કરનાર શ્રી જગદીશજ બીરાજે છે, ત્યાં મનુષ્ય તો પુતળાજ-નીમીત્ત માત્રજ છે.

આ જગતમાં પ્રભુની મહામાયાનો અંત કોઈ પામી શકયાજ નથી.

'હારિ રહ્યા મનમાંહી મુનીશ્વર વિશ્વપતિ તણી વાતવિચારી' પ્રભુની માયા જાણવાતી નથી, પણ તરાવાય છે, બસ, તરીને પ્રભુપાસેજ પોંહોચવાનું કામ છે.

( સમુદ્રનું પાણી જાણુવાતું નથી, સાંમે કીનારે તરી પહોંચાવાય છે તેમ ) માયા માતા તરવી, એ અસાધ્ય નથી, પણ દુ:સાધ્ય છે. અનન્ય શરણુંજ તારે છે. માટે જેમ બને તેમ, પોતાનું કલ્યાણ કરી લેવું. દમ દયા દાન-દીનતા, સ્મરણ શરણ સત્સંગ, સેવા, સરળતા-ભકિત વિવેક વૈરાગ્ય, સત્ય સંતોપ ક્ષમા વગેરે પ્રભુનાં નીયમોમાં ધ્યાન રાખવાથી, થોડા વખતમાં મનનો સ્વભાવ દૈવિ થશે.

'ક્ષમા બડેકુ ચાહીયે છોટેકુ ઉત્પાત
કહો કૃષ્ણુકા કયા ગયા જબ ભૃગુએ મારી લાત.'

શ્રી વિષ્ણુમાં વસે તે વૈષ્ણુવ, કાંઇ વાસનાના વનમાં વસે, તે, વૈષ્ણુવ નહીંજ.

સાચા ભકતો કદી હૃદયમાં શ્રીહરીવિના બીજું રાખતાજ નથી, આવી, પ્રભુમાં સાચી લગ્ની લાગ્યા પછી જગતમાં પાંચ દહાડા વધુ જીવ્યો તો એ ભલે, ને આજે શરીર પડે, તો પણ ભલે.

કારણ, સાર કાઢી લીધો ઘી, કાઢી લીધા પછી ડબાની શી જરૂર? સર્પ કાંચળી ત્યાગે તેમાં શું નુકસાન? તેમ, સત્ય વસ્તુ ઓળખ્યા પછી, ઇચ્છા રહી તને, જીવન તથા મરણ સમાનજ છે.

સંસારમાં પ્રભુએ, જે, ત્રીવિધ તાપો દુ:ખો (આધિ વ્યાધી ઉપાધી) રાખેલ છે, તે કૃપાજ છે આધિ તો અપાર છે, વ્યાધિ

નીતો વખાર છે, ઉપાધિ તો અમાપ મનુષ્યો પાસે છે. પણ પ્રભુની લગની તો વિરલાનેજ લાગે છે. દુ:ખથીજ ઇશ્વરમાં જવાય છે. (સુખે સોની દુ:ખે રામ સાંભરે છે.) ઘણુ કરીને દુ:ખ ભાઈ છે સુખ શત્રૂ છે, આપણા મનમાં રહેલાં શત્ર આપણને ઉંધુંજ દેખાડે છે. દુ:ખથીજ વિવેક વૈરાગ્ય ભકિત ગમે છે. જો જગતમાં પ્રભુએ દુ:ખો ન રાખ્યા હોત, તો શ્રી ભગવાનનું નામ નીશાન પણ રહેત નહીં. તેમ, આ કાંઇ સ્વગ લોક કે વૈકુંઠપુરી નથી, કે બ્રહ્મલોક ગોલોક નથી, કે જયાં એશ આરામ ભોગવીયે! આ તો મૃત્યુલોક છે, કર્મભુમિ છે, જીવન ક્ષણીક છે, સંસાર સ્વપ્નું છે. જેમ રાત્રીનું સ્વપ્નું પાંચ સાત કલાક રહે છે, ને આ પચીસ પચાશ કે પોણુંસો વર્ષ સ્વપ્નું ચાલે છે.

આપણે પોણુંસો–સો વર્ષ ઉપર કયાં હતા? હવે સો વર્ષ પછી કયાં રહેશું? બધાં શરીરો વારા ફરતી સ્મશાનમાં અગ્નિમાં ભસ્મ થવાના છે. કોઇ આજ કોઈ કાલે, જેનું જયારે વારો રણાનુબંધ પુરા થતાં-લેણાદેવી પુરી થતાં માટીમાં માટી જ મળી જવાની છે. પછી રાય હો કે રંક હો. આ દૃશ્ય જગત આદિમાં ન હતું, અને અંતમાં નથી રહેવાનુ, મધ્યમાં મીથ્યા સ્વપ્નું જ છે, છતાં આપણા મનની ભ્રાંતિથી સત્ય જેવું ભાસે છે, તેજ મોહ-તેજ અવિદ્યા, તેજ અજ્ઞાન છે; તે અજ્ઞાન સત્યજ્ઞાન પ્રભુના જ્ઞાનથીજ નષ્ટ થાય છે. શ્રી ગુરૂવિના પ્રભુનું જ્ઞાન ભક્તિ થતાં નથી, અનેક પુન્યોદયવિનાં સાચા શ્રીગુરૂ વૈશ્નવો ભોમીયા સત્સાધક-માર્ગદર્શક મળતા નથી. જેને આ ભવાટવીમાં વન વગડામાં એવા મહાપુરૂષો મળ્યા છે. તેનું ભાગ્યોદય થયું ગણાય.

આપણે કાંઇ સાડા ત્રણ મણના દેહમાં, હાડમાંસ ને ચામથી મઢેલા ખોળીયામાં, પુરાયેલા કેદી અધ્યાત્મા નથી, પણ પ્રભુનાં છીએ. દેહ બુધ્ધિજ બધાં દુઃખોનું મુળ છે. શરીર તો કપડા છે, હું ને મારૂ એજ બંધનનું મુળ છે, દયા ધર્મનું મૂળ છે. ગુરૂકૃપા મોક્ષનું મુળ છે, આપણે દરેક માતાનાં ગર્ભવાસમાં પ્રભૂને વચન આપ્યું છે. તે સ્મૃતિમાં રાખવું. કે 'હે પ્રભુ હું જન્મીને તમારીજ પ્રાપ્તિ કરીશ.' તો તે વિશ્વાસઘાત કીધો છે. ન કરવાનું કરીએ છીએ. કરવાનું નથી કરતા. વ્યર્થ પૃથ્વીપર ભારભુત થઇએ, ને જો પાપો વધતાં જતા હોય, તો શાસ્ત્રો આપણને પુછે છે કે 'ન જન્મ્યા હોત તો શું અટક્યું હતું ?' પ્રભુથી અંતર વધારવા નહીં, પણ ઘટાડવા એટલે દીન પ્રતિ દીન પ્રભુ પાસે પાસે જવા માટે જન્મ છે ઇશ્વરથી વેર બાંધીએ છીએ. જે પરમાત્મા સાથે કરોડો પરાર્ધો વર્ષ સાથે રહેવું છે, જેની કૃપાથીજ છુટકો થશે, જે વડે આપણે જીવીયે છીએ, ખાઇએ-પીએ--જોઇએ છીએ તેજ ભુલ્યા છીએ; માટે જાગો જાગો એટલે પ્રભુનું શરણુ, નિષ્કામ સત્કર્મો કરવાં પ્રભુજ સત્ય ગણવું, પોતાના દેહને ધર્મશાળા માનવી, કોઈપણ વસ્તુ ઉપર હક ન રાખવો, અંતર શત્રૂઓ કાઢવા, તથા પ્રભુ રાખે તેમ આનંદમાં રહેવું, શ્રી ગુરૂદેવનું શરણુ લેવું, પ્રભુ વિના કોઈ પદાર્થપર અંતરથી પ્રીતિ ન રાખવી, કારણ આસક્તિજ રખડાવી મારે છે. વાસનાથીજ જન્મ થાય છે.

'હાડમાંસકો કોથળો ચામ લપેટયો તાહી,
તામેં બેઠયો પુલકે મો સમાનકો આહી !'

પોતાનાં મનનાં રાગ દ્વેષ બાળવા છે, રાગ દ્વેષ કાઢયા વિનાં પ્રભુનો પત્તોજ લાગવાનો નથી સ્વધર્મ પરાયણ રહેવાથી રાગ દ્વેષ બળે છે, ભકતોનું સ્વધર્મ ભગવદભકિત-ભગવદ સેવા ભગવદ સ્મરણ, ભગવદુપદેશ પ્રમાણે વર્તન, આ ભગવદધર્મ પાળવાથી તેનું ફળ શ્રીભગવદભાવ ભાવીત થવાય છે.

સાચા હરિજનો મરણને કાંઈ ગણકારતા નથી, મરણ એ કાંઇજ નથી કેવળ રૂપાંતર છે. જુના કપડાં ત્યાગી નવાં પહેરવાં, જુનાં ઘર છોડી નવા ઘરમાં જવું, તેમ જુનાં દેહ ઇન્દ્રિયોનો ત્યાગ કરી નવા દેહ ઇન્દ્રિયોનો જીવને સંયોગ થવો, એજ મરણ ને જન્મ છે. મરણથી બાયલા, પામર, દુર્જનોજ ડરે છે. ખરૂ મરણ તેનુંજ થયું, કે જે પાછો જન્મે નહીં. 'ધન્ય ધન્યરે તેનાં માતપીતાને સફળ કરી તેની કાયા.' આપણાં ઘણાં શરીરો થઈ ગયાં, હજારો મા બાપ, હજારો દેહ થઈ ગયા, અત્યારે આ દેહમાં આવ્યા છીએ, આ દેહ પણ એક દીવસ દગો દેશે તો દેહ પછીની માયા શું? આપણું શરીરજ આપણને કહે છે, કે, 'હું તમોને દગો દઇ ચાલ્યો જઇશ, હું તો અગ્નિનો ભોગ છું. મારાપર ભરોસો રાખશો, તો તે તમારીજ મુર્ખતા છે, મેં ઘણાંને છેતર્યા છે, હું ફટકો મારી ચાલ્યો જઇશ, ને જઈશ, ત્યારે આગળથી કહીશ પણ નહીં, માટે જો બુધ્ધિમાન હો તો દગો દેનાર એવો જે હું (નાશવંત દેહ-શરીર) તે પર જરા પણ ભરોસો રાખશો નહીં.' ભલા, મૃત્યુ-કાળથી ડરીએ તો પણ કયાં કાળ છોડવાનો છે? કાળ, મોટો, નાનો, પૈસાદાર, ગરીબ, પરણેલો-કુંવારો, બાઈ-ભાઈ, રાજા અગર રંક કાંઇ જોતો નથી.

જેનો ઋણાનુબંધ પ્રારબ્ધ પુરૂં થતાં તરત આવે છે. મોટા બેઠે નાના ચાલ્યા જાય છે, કાળનો કાંઈ નીયમજ નથી. ચૌદ લોકને કાળનો ભય છે, માત્ર, **પરમાત્માને ઓળખનારજ કાળથી મુક્ત છે.**

આપણો દેહ જેમ દીનપ્રતિદીન કાળના મુખ પાસે જતો જાય છે, તેમ દીન પ્રતિદીન, જીવને પરમાત્મા પાસે લેતા જવું. સાતમ નીર્માણ થયલી હશે, તો આઠમ થવાની નથી, ને છ વાગ્યાનો ટાઈમ હશે તો, સવાછ થવાના નથી. ઘણાં લોકો તેઓનાં નીકટના સગાંઓનાં મૃત્યુ પછી અભિમાની, નિરભિમાની થયા છે, લોભીયાઓ દાતા થયા છે, પાપાત્મા પુન્યાત્મા થયા છે. અભકતો ભક્ત થયા છે. દુર્જનો સત્સંગી થયા છે, તેથી ઘણું કરીને જેટલું દુઃખમાંથી પ્રભુમાં જવાય છે, તેટલું સુખમાંથી પ્રભુમાં જવાતું નથી. તેમ મરણ, એ, સ્વભાવીક છે કેવળ અજ્ઞાનથી માની લીધેલું ભય છે. મરણ વખતે જમડાઓ તેડવા આવે છે, આ ભ્રમજ છે. શ્રી ભગવાન તો કહે છે, કે, 'હુંજ કાળ છું, હુંજ તેડવા આવું છું, પણ જીવો પોતાનાં પાપોથીજ **મને** જમ, જેવો, દેખે છે.' અર્થાત આખા જન્મમાં જેવા કર્મો--વિચારો--ભાવનાઓનું સ્વભાવ દૃઢ જામી જાય છે, તેજ અંતકાળે સહજ આવે છે. શ્રી ભગવાને કહ્યું છે, કે, 'બહુ જન્મોથી પ્રયત્નો કરનારને મારા માટે તરફડીયા મારનારને, ચરમ છેલ્લા જન્મમાં હું મળું છું. એક જન્મની કમાણી બીજા જન્મમાં પુર્વના કર્મો પ્રમાણે મળે છેજ, આ શરીર પણ આપણાંજ પુર્વે

કરેલાં કર્મોનું ફળ મળ્યું છે, પુન્ય હશે, તો પાછો નરદેહ મળશે, પાપો વધે છે, તો પશુ આદિક યોની મળે છે, પણ જેને દૃઢ ભરોસો છે, આશરો--આધાર પ્રભુનોજ છે, પ્રભુ માટે પરોપકાર માટે જીવે છે, તેતો યોગ ભ્રષ્ટજ થાય છે.

હવે જો એકજ દેહમાં બેસી રહીએ, તો બહુ જન્મો કયારે પુરાં થાય? માટે પ્રભુ જ્યાં, જે ટાંણે મોકલે ત્યાં, તે ટાંણે રાજી ખુશીથી જવું. શાંતિ કદી તોડવી નહીં. સદાસત્ વિચારોનું મનન--સત્સંગથી ઉત્પન્ન થયલી શુદ્ધ ભક્તિ--તથા સત્કર્મો મૃત્યુ ભય ટાળી દે છે. આ સંસાર છોડી ચાલ્યા ગયા, તેનો શોક કરવાથી, તે જીવાત્મા, આપણને શ્રાપ આપે છે. દરેક જીવો ઉન્નતિમાંજ છે, જગતમાં પ્રકૃતિ વિરૂદ્ધ કાંઇજ થતું નથી, ખરૂં તો, જે ગુજરી ગયો, તેનો શોક ન કરવો, પણ જે પાછળ શોક કરે છે, તેનો શોક કરવો જોઇએ. કારણ જેમના હાથમાં સાધના-આયુષ્ય છે, તે સુધારવામાં વાપરતા નથી. અહો મોહમદીમા ગહન છે.

આ સંસાર કેવળ સ્વાર્થોજ છે; એવું અનુભવી પુરૂષો કહી ગયા છે,

'સ્વાર્થ હેત કરે સબ પ્રીતિ, સકળ જગતકી યહ હય રીતિ.' 'સબી મતલબકે યાર જગતમે.' જેના માટે આપણે બહુ કષ્ટ વેઠીયે પ્રાણ આપીયે, તેજ આપણો વેરી થાય છે. આ નીયમ ઈશ્વરેજ સમજીને રચ્યો છે; કારણ આપણું મમતાનાં સ્થાનમાં ધીરે ધીરે આ શક્તિ--મોહ જામતું જાય

છે, તે પ્રકૃતિ તોડશેજ, જો તેમ પ્રકૃતિ ન તોડે, તો પ્રાણી માત્રને પરમાત્મા સ્વરૂપને પામવું જ જોઇએ તે નીયમ, જળવાતો નથી. પ્રકૃતિ, જીવને પુરૂષમાં જ પહોંચે, તોજ છોડે છે, એટલે કે, માયા, જીવનો કેડો ત્યારે જ છોડશે, કે જ્યારે, જીવ પરમાત્માને પામશે, ન પામે ત્યાં સુધી ઘાંચીનાં બેલ માફક ચાલે, ચાલેને ત્યાંને ત્યાંજ,' એવી પ્રાણીની ગતિ છે.

ભલા પ્રાણી ગુજરી ગયા કેડે સાથે કેટલા ગાંસડા છાતિમાં બાંધી જાય છે, તે આપણ બધાને ખબર છે. માંદા માણુસનાં સગાંઓ, માંદા માણુસની ખુબ સારવાર કરે છે, (ને તે કરવીજ જોઈએ ) ડાકટરો બોલાવે છે, ( ડાકટરોનો ડાકટર જે પ્રભુ તેને નહીં. ) ઘણું પ્રયત્ન કરે છે, છેવટ, જ્યારે, ડાકટર જ કહે કે, (હોપ લેસ કેસ) 'આ કેસ ભય ભરેલું છે, તમારે જે કરવું હોય તે પુન્ય કરો,' ત્યારેજ, છેલ્લામાં છેલ્લે નંબરે, આખરે જ્યારે કોઇ બચાવનાર ન રહ્યું, ત્યારે. પ્રભુને બોલાવે છે. પણ પ્રભુતો કહે છે, કે, 'મેં તો મારા માણુસને તેડવા મોકલ્ય., હવે મારા હાથમાં નથી, તમોએ મને પહેલાંથી બોલાવ્યું હોત, તો હું મારા માણુસોને મોકલતજ નહીં, પણ તમોને માયા--કેફનું નશો ચડયો છે, તમાં મારો શો વાંક ?

'દુ:ખમેં સો હરિકુ ભજે સુખમેં ભજે ન કોય,<br>
જો સુખમેં હરિકુ ભજે તો દુ:ખ કહાંસે હોય ?'<br>
શ્રી રામનામ લીનો નહીં હરિસોં કીયો ન હેત,<br>
અબ પછતાયે હોત કયા જબ ચીડીયા ચુન ગઇ ખેત.'

કેટલાક મનુષ્યો તરંગ બાંધે છે કે, અમુક થાય, તો, અમુક કરીશ, આનું આમ કરી લઉં તો પછી આમ કરીશ, આ સંજોગ મટી જાય, તો, પ્રભુ ભજીશું, સત્સંગમાં જઇશ, આટલું આ કામ પતી જાય, તો, તો શ્રી ગુરૂ સેવા કરીશ; આ સર્વ મનોરથ (મનમાં દોડતા હાથી--ઘોડા--રથ,) કેવલ તરંગજ છે. આમ પણ થવાનું નથી, ને તેમ પણ થવાનું નથી. એટલામાં કયાં પોતાનાં શરીરનું પુરૂં ન થઇ જાય, એ ધ્યાનમાં રાખવું, નહીં તો 'ગફલત ટોટા બડા દિવાના કયું ગફલતમેં પડા?' માટે જે પ્રભુની ઇચ્છા હશે તેમજ થશે, ને તે ભલા માટેજ છે. માણસના ધાર્યા પ્રમાણે થતું હોય, તો જોઇએ શું? 'નીપજે નર થકી તો કોઈ નવરહે દુ:ખી; શત્રૂ મારીને સૌ મીત્ર રાખે?

દુ:ખ માત્ર પોતાનાં પાપનુંજ ફળ છે, સુખ માત્ર પોતાના જ પુણ્યનું ફળ છે, પુણ્ય કર્મો દુ:ખમાં આડાં આવે છે, માટે દુ:ખ મટાડવા હોય તો પુણ્ય કર્મજ સંગ્રહ કરવું. 'શ્રીકૃષ્ણાર્પણમસ્તુ' ભાવથી કરાએલાં નિષ્કામ કર્મોથી ભગવત કૃપા થાય છે. ચીત્તશુદ્ધી થાય છે. સકામ વૃત્તિથી કરાયેલાં ને, તેને તે, ઇચ્છીત વસ્તુ પ્રભુ આપે છે.

પુણ્ય એટલે જે કરવાથી પ્રભુ રાજી થાય પ્રભુપાસે જવાય તે પુણ્ય છે, કેવલ પૈસાથીજ પુણ્ય થાય છે આ મોટી ભ્રાંતિ છે. પુણ્ય એટલે, જીવોને સત્યમાર્ગ દેખાડવો સત્સંગમાં જોડવું, વાણી મીઠી વાપરવી, હરિજન ગુરૂદેવમાં ઇશ્વર ભાવ રાખવો, પ્રભુનું નામસ્મરણ, મન--વાણી--કાયા--વખતથી પરો-

પકાર કરવો, કોઇપણુરીતે કોઇને પણુ ઉપયોગી થવું. તે પુણ્ય છે. કન્યાદાન, ગૌદાન, અન્ન –વસ્ત્રદાન, પૃથ્વી-ઓષધ ધનદાનો કરતાં જ્ઞાનદાન શ્રેષ્ઠત્તમ છે. ભલા પાપ અટકાવી પછી પુણ્ય કરવાથી પુણ્ય પુંજ ભેગો થઇ શકે છે. કોથળીમાં ઉપરથી રૂ૦ નાંખીયે, ને નીચેથી ફાટેલી હોય, તો કયારે ભરાય? તેમ, એક બાજુ નજીવા પુણ્ય થાય, બીજી બાજુ પરનીંદા-પરસ્ત્રીમાં કુદૃષ્ટિ-પરધનની આશા-પરચીંતા, કટુ વચન વગેરે પાપ થાય, તો કયારે આરો આવે? માટે મન ઉપર સંયમ-અંકુશ રાખવો જોઇએ.

દરેક મનુષ્ય માત્ર ઉપર, કુદરતે ધર્મનો (ફરજ. નો) અંકુશ રાખ્યો છે. ધનનો દશમો ભાગ સત્કર્મોમાં વાપરવો, ન વાપરીયે, તો કુદરત નુકસાની રૂપે–વેપારીઓ દેવાળા કાઢે તે રીતે–વકીલ ડાકટરો રૂપે પણુ ઇશ્વર લ્યે છે. 'દશાના ગુપ્ત છે વાજાં.' સરકારનો કર ઇન્કમટેક્ષ દ્રષ્ટ છે, ન આપે તો સરકારનો જોર છે--કોર્ટ છે-- જેલ છે, તેમ ઇશ્વર ગુપ્ત રીતે લ્યે છે. ઈશ્વરની સત્તા અદૃષ્ટ છે. (આ દુષ્ટ જગત પર અદૃષ્ટનીજ સત્તા કામ કરી રહી છે.) હુવે વખતનો દીવસમાં ચોવીસ કલાકમાંથી દશમો ભાગ, એટલે ઓછામાં ઓછો અઢી કલાક, સત્સંગ–ભજન–પ્રભુ વિચાર–વગેરેમાં વાપરવો. ન વાપરીએ, તો, એક સામટી. ચાર, છ મહીનાની માંદગી ભોગવવી પડે છે. તેમજ વાણી, ત્થા કાયાને પણુ પ્રભુ સેવાદિમાં વાપરવી જોઇએ. ધર્મમાં ઝગડા કરવાથી કલ્યાણુ થતું નથી. ધર્મ ઝગડા મટાડવા માટે છે, તે બદલે ધર્મથી ઝગડા થાય,

તો સમજણુ નથી, એવું ગણાય; ધર્મના ઝગડા તેઓજ કરે છે, કે, જેઓએ. ધર્મના તત્ત્વનું યથાર્થ આંતર અવલોકન કરેલું ન હોય. ધર્મથી ઉન્નતિ થવી જોઇએ, ધર્મથી જય મેળવવો જોઇએ, તેમાં પણ, પરમ ધર્મ તેજ કહેવાય, કે, જે વડે, પરમાત્મા દર્શનની યોગ્યતા આવે છે.

કેટલાક માણુસો અધર્માચરણ--પાપ કર્મ કરે છે, છતાં પૈસો મળે છે, એ જોઇ કેટલાક સજ્જનોને એમ થાય છે, કે, આ સૃષ્ટિમાં ન્યાયજ નથી. ફલાણો માણુસ કેટલું અધર્મ અન્યાય કરે છે, છતાં સુખી છે, સત્યની દુન્યાજ નથી, આપણે સત્યથી વર્તીએ છીએ, છતાં, દુઃખી છીયે, ખરેખર આ માનવું, એ મોટી ભુલ છે. પ્રભુ સદા ન્યાયીજ છે. એકતો પાપી, પાપ કરે છે, તે બહારથી છુપાવે છે, પણ તે પાપ, તેને અંતરથી ડંખે છે, બીજું, અત્યારે તેને જે ભૌતિક સંપત્તિ મળે છે, તે પુર્વનાં પુણ્યોનું ફળ છે, પણ, 'વાસી ખાય છે, ઉપવાસી રહે છે' જે, નવી કરણી બગાડે છે, તો તેનું ફળ ભવિષ્યમાં દુઃખજ મળશે. માટે ઉંધા વિચારોમાં દોરાઇ, ન, જતાં સત્યનેજ વળગી રહેવું, અને આ, નક્કી માનવુ, કે, આ પૃથ્વી સત્‌ને જ આધારે હંમેશાં ચાલે છે.

'સતીયા સત્ મત છાંડીયે સત્ છોડે પત જાય,
સતકી બાંધી લક્ષ્મી ફીર મીલેંગી આય.'

મનમાં એક પણ કુવિચાર આવે, કે તરત ઉડાવી દેવો, તો એક પણ પાપ થશે નહીં. 'જેવી કરણી તેવી પાર

ઉતરણી.' કરણી સુધારવા--મનને નિર્મળ કરવા રોજ સત્સંગ જોઈએ. સત્સંગજ સંસાર તારનાર છે. સત્સંગથી શાંતિ સમાધાન--મનસ્થિર--શુદ્ધ દૈવિસંપત્તિવાળું થાય છે.

'સત્સંગકો ફળ ગેહી હુય, સંશય રહે ન લેશ,
રહે શુધ્ધ શુચી સરલ ચીત્ત, જાને નહીં કલેશ.'

મનનેજ ભવરોગ છે, મનથીજ સુખ દુઃખ લાભ હાની છે. મનનો ભવરોગ શ્રીગુરૂ કૃપાથી જ મટે છે. પ્રભુની--અંતરનાં ખજાનાની ગુઢ ચાવીઓ, પ્રભુએ, શ્રી ગુરૂ તથા સાચા સંતો પાસેજ રાખી છે. (જેમ કોઇ શેઠ ત્રીજોરીની ચાવી કુટુંબીઓને અથવા વિશ્વાસુ મુનીમને જ સોંપે છે તેમ;) સુખ દુઃખ રાગદ્રેષ મનોધર્મ છે. મન થીજ સંસાર છે, સુખની ખાણ ઘટમાંજ છે, શ્રીહરિ હૃદયમાંજ બીરાજે છે, દરેકે પોતાનું કલ્યાણ પોતાના હાથે, શરીર છુટયા પહેલાં જરૂર કરી લેવું. મન ઉપર જ્ઞાનનો અંકુશ હોય, તોજ મન પુણ્ય માર્ગે--ઇશ્વર માર્ગે ચાલી ઠંડકવાળો થાય છે.

જેમ એક પાણીમાં પડેલી નૌકાને, કીનારાપર ખીલા સાથે બાંધી રાખીએ, તો પવનથી પણ દૂર જશે નહીં, જોકે પાણીમાં ડોલા ખાશે, તેવીજ રીતે મનરૂપી નૌકાને શ્રીગુરૂ અથવા સંતરૂપ ખીલા સાથે ભક્તિ રૂપી દોરીથી બાંધી રાખીયે, તો માયા રૂપ પવન આવે, તોપણ મન દૂર ન જશે. કદાચ સંસારની ઉપાધીઓથી ડોલા ખાય, તો, તેથી શું !

શ્રી સતિ બહેનોએ, પ્રભુએ આપેલા પતિને પરમેશ્વર તુલ્ય ગણી, સેવા કરી, સંતોષ આપવું જોઇએ. કુટુંબમાં સાસુ--સસરાને તીર્થવત્ ગણી ઠારવુ 'જેવું ઠારીયે તેવુંજ આપણે ઠરીયે છીએ.' તથા ઘરમાં અમૃત જેવી મધુર વાણી ઉચ્ચારવાથી શીયળવૃત દૃઢ પાળવાથી, પરમકૃપાળુ, શ્રી સતિ પતિ બેઉને તારી લે છે, તેમ સંસારમાં પણ સુખ ભોગવે છે. ઘરને પણ પવિત્ર મંદીર જેવું સતિ સ્ત્રીઓ બનાવી શકે છે. પતિના આશીર્વાદ તેજ સ્ત્રીની સદ્ગતિ છે. માહાપુરૂષોનાં આશીર્વાદ એ મોક્ષદ્વાર છે, પુત્રોએ માતાપીતાનાં સતૂશીષ્યે શ્રી સદગુરૂદેવનાં આશીર્વાદ લેવા, કારણ કે પવિત્ર પુરૂષોનાં આશીર્વાદો જરૂર ફળે છે જ. અહાહા, આશીર્વાદજ ખરી કમાણી છે.

સુખ તેજ કહેવાય કે પાછું દુઃખ બાકી રહેજ નહીં. સંપત્તિ તેજ કહેવાય, જે. બધી વિપત્તિઓ ટાળે, સ્મરણ તેજ કહેવાય કે જેનું સ્મરણ કરીએ તે રૂપ કરાવે. ધ્યાન તેજ, જે ધ્યાતાને ધ્યેયાકાર બનાવે. સંત તેજ જે શાંતિ પમાડે. ભક્તિ તેજ, જે ભક્તને ભગવાન ભેટાડે, જન્મ્યો તેજ, જે પાછો જન્મેજ નહીં, કદાચ જન્મલ્યે, તો, સારી ઉંચી યોનિમાં મળે, શ્રી ગુરૂ તેજ, જે ઘટમાં શ્રી ગોવિંદ દેખાડવા નીમીત બને (ઘોંખો હરે.) જાણવું તેજ, કે જે જાણ્યા પછી કાંઈ જાણવાનું બાકી ન રહે, જીવે છે તેજ, જે આ લોકને પરલોક બંન્ને સુધારે છે, બુધ્ધિમાન તેજ છે, જે દેહ છુટ્યા પહેલાં પોતાનું કલ્યાણ કરી લ્યે છે.

શરીરને કેવળ ન ખવરાવવું એ ઉપવાસ નથી, પણ, મનમાં કુવિચાર--વાસનાને ન આવવા દેવું એ ઉપવાસ છે. જેવું મનમાં હોય, તેવું બોલવું, એજ સત્ય નથી, પણ ઉદ્વેગ રહીત--સત્ય -પ્રીય ને હીતકર બોલવું તે સત્ય છે.

આ સંસારમાં, સાર-અસાર, પુણ્ય પાપ, ગુણ દોષ, સારૂં તથા ખરાબ દ્વન્દ્વ રહેલું જ છે જગતની દરેક વસ્તુ તથા મનુષ્ય માત્રમાં સુક્ષ્મ વિચારતાં ગુણ સાથે દોષો તો હોય છે. કેટલાક દૈવિ પુરૂષોમાં ગુણો વિશેષ તો દોષો થોડા હોય, કેટલાકમાં દોષો વિશેષ તો થોડા ગુણો હોય છે, સંપૂર્ણ નિર્દોષ વસ્તુ તો પરમાત્માજ છે. કાંટાવાળા ઝાડમાંથી ગુલાબ થાય છે, ગંધાતા તળાવમાંથી સુગંધી કમળો ઉગે છે, કઠણ નારીયેલની કાચલીમાં મીઠું ટોપરૂં રહે છે, ખરાબ ખાતરમાંથી સારા ફળો આવે છે, ખરાબ ગર્ભમાંથી પુરૂષ રત્નો નીપજે છે, માટે ગુણગ્રાહી થવું. દોષો જોવાની બુધ્ધી કદી વાપરવી નહીં, દોષો જોવાથી પ્રથમ પોતામાંજ આવે છે. એજ ખરાબ સ્વભાવ કહેવાય છે, અને આ દુનીયામાં ચાલેલી સર્વ મરકી કરતાં, ખરાબ સ્વભાવ એ મોટી મરકી છે. આ માહા ચેપી રોગ પોતાને, તેમ બીજાને દુઃખ-અશાંતિ જ આપે છે, જેથી હંસ દ્રષ્ટીએ દુધ લઈ, પાણી છોડી દેવું, તેમ સાર કાઢી, અસાર છોડી દેવું, તેજ સાર છે.

જેટલું બીજાનાં દોષો જોવામાં મગજ વાપરીએ છીએ. તે કરતાં (પોતામાં કયાં ઓછા છે?) પોતાનાંજ દોષો જોઈ કાઢી નાખીયે, તો થોડા વખતમાં અંતઃકરણ શુધ્ધ તેમજ,

નિર્મળ થઇ જાય છે, અને એવા શુધ્ધ હૃદયમાં જ પ્રભુનો આવેશ આવે છે.

ત્યાં સુધીજ માહ્રા દુઃખો છે, કે જ્યાં સુધી આપણે પોતે પોતાના દોષો મટાડવા પ્રયત્ન કરતા નથી. એવાને એટલે કે જે પોતાનું કલ્યાણ ઇચ્છતો જ નથી, તેને કોઇ, હજાર વર્ષે પણ તારી શકે નહીં.

અંતે ધર્મો જય. આદિ કે મધ્યે કદાચ થોડાંક દુઃખો આવે, પણ અંત સુધી ધીરજ રાખવી. કારણ ધીરજ મોટી વાત છે.

આ સંસાર પ્રવાહરૂપે અનાદિ છે, કોઇપણ વસ્તુનો કાયમનું નાશ નથી નવાં નવાં રૂપે રૂપાંતર પામ્યા કરે છે.

'સત્સંગતિ અતિ શ્રેષ્ઠ જગતમાં લોઢું કાંચન થાયે,
સત્સંગતથી નર પામર પશુ નારાયણ બની જાયે.'

સત્સંગ વિના ઉપદેશ ન મળે, ઉપદેશ મલ્યા વિના મોહ જતું નથી, મોહ ગયા વિના અહંતા-મમતા-વાસનાઓ જતી નથી, અહંતા-મમતા-વાસનાઓ હોય, ત્યાં સુધી ભક્તિ દૃઢ ન થાય, અને દૃઢ ભક્તિ-અનન્ય ભક્ત વિના ઇશ્વર પ્રાપ્તિ થતી નથી, ઇશ્વર પ્રાપ્તિ થયા વિના જન્મ મરણનુ ભવ દુઃખ ટળતું નથી. માટે હંમેશાં ચિત્તને શાંતિમાં રાખવા સત્સંગજ ઠારક છે. જેવો સંગ તેવો રંગ લાગે છે, જેવા સંસ્કારો પડે છે, તેવીજ દરેકની રહેણીકરણી ઘડાય છે, જેવી જેની જેટલી

બુધ્ધિ હોય, તેવું તેટલું તે અર્થ કરે. બુધ્ધિને વ્યાપક કરવા સાચો સત્સંગ જોઇએ. જેમ મલીન પાણી શ્રીગંગામાં ભળતાં શ્રીગંગા થઇ જાય છે, ફુલમાં બેઠેલો કીડો ફુલનાં સંગથી દેવતાઓનાં મસ્તકે ચડે છે પાણી દુધ ભેળું ભળવાથી, દુધના ભાવે વેચાય છે; તેમ સત્સંગ, ખલ પુરુષો-દુર્જનોને પણ પવિત્ર-સજ્જન બનાવી દે છે.

ગમે તેટલાં પુસ્તકો વાંચીએ, ગમે તેટલું પોતાનાં મન પ્રમાણે પ્રયત્ન કરીએ છતાં શ્રીગુરૂનાં સાચા વૈષ્ણવ-તાદ્દશીજનના મુખ પરંપરાથી જે ઉપદેશ મળે છે, જે સત્ય સમજાય છે, તેથીજ સમાધાન થાય છે શ્રી મુખ પરંપરાનાં ઉપદેશ વિનાં ઉદ્ધાર થતું નથી. શ્રી મદ્દભાગવત તો છે, પણ શ્રી શુકદેવ-જીનું મુખ કયાં છે? (શ્રી શુકદેવ--વામદેવ--પ્રહ્લાદ--નારદ, આચાર, જન્મસીધ્ધ જ્ઞાનિ હતા) તેમ, પરિક્ષીત જેવા શ્રોતા પણ દુર્લભ છે.

> 'સદગુરૂ ધોબી જ્ઞાનજલ સાબુ સર્જનહાર,
> સુરતશીલા પર ધોયકર પ્રગટે જ્યોત અપાર.'

જેમ સમુદ્ર જલ ખારૂં છે, પણ સૂર્યદ્વારા આકર્ષાઇ વાદળાનાં મુખથી વરષે છે, તે મીઠું હોય છે, તેમ, શાસ્ત્રોનો સાર--ગૂઢરહસ્ય શ્રી ગુરૂદેવ--સંતસમાગમથીજ સમજમાં આવે છે. તેમજ દરેક ધર્મમાં સત્સંગનું અગાધ માહાત્મ્ય ગાયેલું છે.

> 'ભવસાગરમેં ભટક મરેંગા, જો ગુરૂ વાક્ય બીસારેંગા,
> સુમરણ વિનાં સુખ નહિ પાવેંગા.

શ્રી ગોવીંદ તો શુધ્ધ ભકિતનેજ ઓળખે છે, જે હૃદયમાં પ્રભુપર અત્યંત પ્રેમ હોય, તેવી નિષ્કપટ ભકિતથી શ્રી ગોવર્ધન પ્રભુ બંધાય છે, શ્રી દયાનિધિ તો અનન્ય ભકિતનેજ ઓળખે છે, ન્યાત--જાતને નહીં 'મને ભજે તે મારો.' 'જો તું હોય મેરા તો મેં જગત કરૂં તેરા' 'જો તું હોય મેરી જકરમેં (સેવામેં) તો મેં હું તેરી ફીકરમેં,' ભકતની સર્વ ચીંતા (જરૂર હોય તે આપવું, ત્થા હોય તેનું રક્ષણ કરવું) શ્રી ભુધરજ કરે છે.

અહાહા! જેણે જન્મ ધારણ કરી, શ્રી અનન્ય ભકિત કીધી, તેણે સર્વ કીધું જેણે અનન્ય ભકિત કીધી નથી, તેણે બધું કીધું, છતાં કાચું છે 'જયાં લગી આત્મા તત્ત્વ ચીન્યો નહીં ત્યાં લગી સાધના સર્વ જુઠી,' શ્રી ભગવદાજ્ઞા–દૈવિ સંપતિના નીયમો પ્રમાણે વર્તે, તેજ ભકત-તાદ્રશીજંન છે. એવાની રક્ષા શ્રી ભકતવત્સલજ કરે છે પ્રભુનાં આ અભય વચનો છે, કે, 'नमेभक्तःप्रणश्यति.' જેમ મધ્ય રાત્રીએ સૂર્ય ઉગતો નથી, તેમ પ્રભુની આજ્ઞાઓ પાળ્યા વિના શ્રી આત્મ-વિદ્યા ફળતી નથી. માટે, જે સત્સંગમાં ભકિત–જ્ઞાન–વૈરાગ્ય સેવા પરોપકારવર્ધક ઉપદેશ અપાય છે, તેજ સાચો સત્સંગ શાંતિદાયક થાય છે શ્રી હરરાયજીએ શ્રી મુખે સત્સંગનો મહીમા અત્યંત ગાયો છે. વિશ્વામીત્ર ઋષીના બે હજાર વર્ષનું તપ શ્રી વશીષ્ઠજીના ઘડીના સત્સંગથી પણ ઓછું થયું; અહો સત્સંગઃ ॐ.

શ્રી ભગવત્ કૃપાનો આધાર કાંઇ ન્યાત જાત બાઇ ભાઈ, પૈસાદાર ગરીબ, કે બાહ્ય સ્થિતિ પર નથી. જયારે, જે પર

શ્રી વિશ્વપતિની કૃપા થાય છે, ત્યારે તેને પ્રભુ સદા અંતરમાંથી સદબુધ્ધિ આપે છે. (જેમ ઘોડાગાડીનો આધાર હાંકવા વાળા ઉપરજ છે, તેમ આખી જીંદગીનો આધાર બુધ્ધિ તત્ત્વ ઉપરજ છે. મનુષ્ય દેહમાંજ બુધ્ધિતત્ત્વ મળે છે.) મનમાં સદા સમાધાન રહે છે, ચીત્તમાં શાંતિ રહે છે, તે સાવધાન દક્ષ-જાગતો રહે છે, તેને પ્રભુ સેવા પરોપકારમાં હોંસ હોય છે, મુખપર પ્રસન્નતા રહે છે, પ્રભુના નીયમો પાળે છે, તથા જ્યારે અનેક, પાપ કર્મોથી, પાપોનો ઉદય થાય છે, ત્યારે, ઈશ્વરનો કોપ ઉતરે છે. ત્યારે સત્સંગ ન ગમે, પ્રભુ આજ્ઞાનું ઉલ્લંઘન કરે, વગેરે, દરેક સ્થિત સંજોગનો ઉંધોજ અર્થ કરે; 'વિનાશકાળે વિપરીત બુધ્ધિ.'

'જગરાય જ્યારે રૂઠે, સત્સંગ પહેલાં તુટે,
કુબુધ્ધિ દીલમાં ઉઠે, પછી લબાડ લોકો લુંટે.'

આ સંસારમાં જ્યારે અને જે કાંઈ થાય છે, તે સર્વ રૂડા માટેજ થાય છે. આ સત્ય અનેક માહા પુરૂષો-બુધ્ધિમાન અનુભવી સત્ય પુરૂષો કહી ગયા છે. તે અચળ સત્ય છે. એકની એક દશા સદા કદી રહેતી નથી. તડકો છાંયડો, ઉન્નતિ પતન, સુખ દુ:ખ, લાભ હાની વગેરે સંસારની ચક્રમાળા અનાદિ કાળથી એમજ ચાલે છે. સુખી જીવન થાતાં, મનને વારી તૃષ્ણામાં ન તણાંતા, સંતોષ રાખી આત્મ કલ્યાણ તરફ જીવન દશા, જીંદગીનું સુકાન વાળી લેવું નહીંતો, પાછું દુ:ખ આવે છે ને પછી પસ્તાવો થાય છે. પણ, સુખમાં,

પ્રભુ કૃપા હોય, તોજ સદ્‌બુદ્ધિ સુઝે છે. સંસારનાં દુઃખ દ્વન્દ્વો–બેઉ પ્રભુ ચરણ પાસે જવાની નીસરણી છે, માટે દુઃખમાં જરાપણ ગભરાવું નહીં. વિપત્તિ તથા દુઃખોજ મહા પુરૂષોની ઉન્નતિ કરે છે.

'શ્રીજી કરેસો ભલી કરે હૈં કયું મનમેં ગભરાતા હય.'
'આદર્યાં અધવચ રહે ને હરિ કરે સો હોય.'
'જીવ તું શીદને ચીંતા કરે શ્રીકૃષ્ણને કરવું હોય તે કરે.'
'ધણીનો ધાર્યો મનસુબો હરબ્રહ્માથી નવ ફરે.'

આ ઇશ્વિરે રચેલા સુંદર જગતમાં, કોઇપણ વસ્તુ કે પરિસ્થિતિ ખરાબ નજ હોય. માત્ર, વાપરવાની યોજક બુદ્ધિ જ દુર્લભ છે. જેને વખતનું ને સંજોગોનું સદુપયોગ કરતાં આવડતું તથી, તેજ દુઃખી છે. દરેક વસ્તુનો સદુપયોગ તેમ દુરૂપયોગ થઈ શકે છે.

સઘળું સમજણ–વિવેક બુદ્ધિ ઉપર આધાર રાખે છે. દુધમાં મીઠું ને છાશમાં ખાંડ નાખવાથી ચારે વસ્તુ બગડે છે. વસ્તુ ખરાબ નથી, પણ, વાપરવાની સમજ જોઇએ. આ નરદેહથી કરણી કરી શ્રી નારાયણને પણ ભેટી શકાય છે (શરીર છે ત્યાં સુધીમાં) તેમ પાપો કરી લક્ષચોરાશીની ચાર ખાણીમાં પણ જવાય છે. આ દેહથી પુણ્ય, તેમ પાપ પણ થાય છે. તલવારથી શત્રુને મારા-ાય, તેમ પોતાનો પણ ઘાત થઈ શકે છે. મનનો પણ સદુપયોગ, પ્રભુ નામસ્મરણ–સત્ વિચાર વગેરે થાય છે, તેમ માયાનું–વિષય

વાસનાનું ધ્યાન-કુવિચારો પણ થાય છે. આયુષ્યરત્ન ચીંતા-મણીનો પણ સદ્દુપયોગ તેમ દુરૂપયોગ થઈ શકે છે. જીભનુ પણ, એક વાણી 'બોલે વચન રસાળ, સંતોષ આપે છે, તેમ કટુવાણી બીજાને બાળી ખાખ કરનારી મહા પાપ કરાવે છે. નેત્ર પણ, દેવિનેત્રમાં. 'નટવર જળકે નેણમાં' પ્રભુની લીલા જુવે, બીજો કમળાવાળો બધું પીળું-બગડી ગયેલું જુવે છે. ધનનો પણ સદ્દુપયોગ તેમ દુરૂપયોગ થઇ શકે છે. એક મારક છે, બીજો તારક છે. જેવી બુદ્ધિ, તેવો તેનો, ઉપયોગ થાય છે.

આ દુનીયાનાં તમામ દુ:ખો આપણને આવુંજ કહે છે, કે 'તમે આ જગતમાંથી સુખ સ્વરૂપ પરમાત્મા-આનંદમય ભગવાન પાસે ચાલ્યા જાઓ, નહીં તો હું તમને કદી છોડીશ નહીં.

જે પ્રભુના માર્ગથી ભ્રષ્ટ કરે છે, તે શત્રુ જાણવા, જે પ્રભુના માર્ગે-કલ્યાણ્ માર્ગે લગાડે, તેજ સાચા મીત્રો ગણુવા. જે સત્સંગ તોડાવે-ભેદ પાડે છે. તે મહા પાપનો ભાગીદાર છે, જે સત્સંગે જોડે-કયાં પણ શ્રદ્ધા રખાવે, તે, મહા પુણ્ય કર્મ છે. આત્મ કલ્યાણનો માર્ગ અંતર દ્રષ્ટિથી પીંડ શોધવામાં છે. બહીદ્રંષ્ટિથી જગત શોધવામાં પ્રભુનો પતો જ લાગવાનો નથી. એટલે કે, અંતર્મુખવૃત્તિનો સુખ જે માણે, તેજ, જાણે. ( મુંગાએ સાકર ખાધી તે, તેજ જાણે.)

મનુષ્યનો માયાનો ભરોસો સદા નીરાશજ રાખે છે, જેણે માતાના ગર્ભવાસમાં રક્ષા કીધી, તે સમર્થની રક્ષાજ

ખરી છે. પરમાત્મા કરતાં જે વસ્તુને વિશેષ પ્રીય કરશું, તે, વસ્તુ પરમાત્મા તરફથી જરૂર ખેંચી લેવાય છે. આ ઈશ્વરી નીયમ અચલ છે, આ નીયમ પ્રાણી માત્રને લાગુ પડે છે. પછી ધન હો કે સ્ત્રી-પુત્ર-મીત્ર-ઘર, કે ગમે, તે હો, કે પોતાનો દેહ હો, પણ પ્રભુના નીયમો સત્યજ છે. ૐ.

માટે આ ફાની દુનીયામાં રહેવું, પણ અતિથિવત્-મેમાનવત્ રહેવું. લક્ષ્ય પરમાત્મા રાખવું. કોઇપણ વસ્તુપર હક રાખવાથી-મારૂં મારૂં માનવાથી દુઃખો થાય છે. આયુષ્ય બહુ અલ્પ છે, સંસાર વિઘ્નોથી ભરપુર છે, જ્ઞાનનો પણ અંત નથી. માટે જે સારભુત હોય, તેજ લઇ લેવું, કે જે વડે જીંદગી સફળ થાય.

કેટલાકો કહે છે, કે, અમે ન હોઇએ તો કેમ ચાલે? પણ શાસ્ત્રો તો આપણને કહે છે, કે, તમો ન હો, તો પણ જગત સારી રીતેજ ચાલે. કારણ, મોટા રાજાઓ-શહેનશાહો ગયા, તો તે વગર શું અટકયું? કાંઈ નહીં. માટે ગ્રહસ્થાશ્રમમાં રહી આ લોક સાથે પરલોક, શ્રેયસ ને પ્રેયસ બંને સુધારવું. કાંઈ ત્યાગવું નથી, સંસાર છોડી જવું નથી, પણ મનથી સંસાર છોડવું છે. કોઇ કોઇને બાંધતું નથી. પોતાનીજ આશા-તૃષ્ણા-અવિદ્યા-અહંતા-મમતાથી બંધન થઇ દુઃખો પ્રતિત થાય છે. તેથી, સગાં-સંબંધી, કુટુંબ, ન્યાત, મીત્રો વગેરેથી સંપીને ચાલવું. દૈવિ ગ્રહસ્થાશ્રમ રાખવો. સાદું જીવન, ને વિચારો ઉંચ્ચ રાખવા. પ્રભુમય જીવન બનાવવા મચેલા રહેવું. સદા સત્સંગતિ કરવી, મન વિશુદ્ધ

રાખવું, વિશુધ્ધ મનને સર્વત્ર આનંદજ છે. જગતમાં શુષ્ક જ્ઞાન કરતાં ચારીત્ર્ય-ગુણોજ પૂજાય છે. જેટલું જ્ઞાન વિશેષ હોય, તેટલું અભિમાન ગલીત થવું જોઈએ. જ્ઞાન થયા પછી અભિમાન વધે, તો તે અજ્ઞાની જ છે. યથાર્થ જ્ઞાનનું ફળ પરાં શાંતિ છે. જે શીક્ષણથી જીંદગી સફળ થાય, મહા-પ્રતાપી પુરૂષો થાય, તેજ ખરૂં શીક્ષણ છે. કરણી બોલવામાં નહીં પણ કરણી કરવામાં કલ્યાણ સમાયલું છે. કેવળ, સત્સં-ગમાં સાંભળી, બેસી રહેવામાં નહીં, પણ, તે પ્રમાણે વર્ત-વામાં કલ્યાણ થાય છે.

પરમાત્માની કૃપાને પાત્ર થવા, મન–વાણી–કાયા–ધન–આયુષ્યનો સદુપયોગ કરવામાંજ વાપરવું, પેટની વિશેષ ચીંતા કરવી નહીં, કારણ વિશ્વંભરજ વિશ્વનું પેટ ભરે છે. પેટ ભરવાનું ભારી નથી પણ, અનેક વસ્તુઓની તૃષ્ણા, ભારી છે. માતાનાં પેટમાં નાડથી જેણે, નવમાસ પેટ ભર્યું તેજ, સર્વનું પેટ ભરનાર સમર્થ છે.

'દાંત ન થે તબ દુધ દીયો,
અબ, દાંત ભયે કયા અન્ન ના દેહી ?'

સર્વ પુણ્યો કરી, દેવદર્શન, તીર્થયાત્રા કરી, લાખો રૂા. ધર્મ કરી, યજ્ઞ–વૃત–દાન–હોમ–જપ–તપ કરી છેવટ મનને જ સ્થિર કરવું છે. કારણ, સ્થિર મનનેજ, પરમાત્મ દર્શન થાય છે. સ્થિર મનમાંથી અખુટ પ્રેમપ્રવાહ–જ્ઞાન પ્રવાહ વહે છે. આખું નામરૂપ જગત ભુલે, તો મન સ્થિર થાય છે.

વાસના રહીત શુદ્ધ મન સહજ સ્થિર થાય છે. સ્થિર મનં બુદ્ધિ થતાં—દૈવી દ્રષ્ટિ થતાં 'અખીલ બ્રહ્માડમાં એક તું શ્રી હરિ' દેખાય છે. આ મહા દશા—મહા ફળ છે. શ્રી ભગવત્ દર્શન જેને થયાં હોય, તેનું સ્વભાવ, બાળક જેવું રાગ દ્વેષ-રહીત—સરળ હોય છે. બાળકને અમુક મારૂં અમુક તારૂં ભેદ નથી, બાળક પ્રેમ કરનાર નહીં, પણ પ્રેમસ્વરૂપ હોય છે, તેવું દૈવિસ્વભાવ તેનું હોય છે.

માહાત્મ્ય જ્ઞાન પુર્વક—પૂજ્ય બુદ્ધિ સાથે પ્રેમ તેજ ભક્તિ. નવધા ભક્તિમાં આત્મનીવેદન ભક્તિ શ્રેષ્ઠ છે, તેનું ફળ દશમી પ્રેમલક્ષણાં ભક્તિ પ્રગટે છે. પુત્રવતી ભક્તિ એટલે ભક્તિ સાથે જ્ઞાન વૈરાગ્ય હોય, તો જલદી પ્રભુમય થવાય છે. જે, વિભક્તિ નહીં, તે ભક્તિ (વિભક્તિ એટલે જુદાઇ.) અર્થાત ભકિતજ ભકતને ભગવાન ભેટાડી, ભવનું ભય ભાગે છે. અહાહા, અધર્મોદ્ધારીણી—ભવજન તારીણી. પાપહારીણી—માયા નીવારીણી—ભેદ બારીણી માધવને મનો-હારીણી એવી ભકિતનું મહીમા અથાગ છે.

'ભકિત સર્વોત્તમ સાધન મોટું, સરલ સીદ્ધ મહાદેવી,
અંતરનું અભિમાન ગાળતી, આપે પ્રભુ પદ સેવી.'

સંતોષ જેવું સુખ નથી, સંતોષ જેવું ધન નથી, સંતોષથી વિરૂદ્ધ છે તૃષ્ણા. આ તૃષ્ણા ચૌદ લોકને ચાવી ગઇ છે, માન-વીનાં મનની આશા તૃષ્ણા લાખ જન્મે પણ પૂર્ણ થતી નથી. પણ જેમ જેમ તૃષ્ણા—વાસના—ઇચ્છા ઓછી, તેમ તેમ આ-

નંદ વધતું જશે. નિષ્કામ: સદા સુખી છે. આ આશા–તૃષ્ણા તો ઉલટી અગ્નિમાંથી વત્ વધે છે, અને સંતોષરૂપી અમૂલ્ય ધન કાંઈ બાહ્ય ધન ઉપર આધાર રાખતું નથી. જો માનીએ, તો, પાંચદશ હજારમાં સંતોષ વાળી શકાય છે. જો તૃષ્ણા રાખીયે તો પાંચ દશ કરોડમાં પણ શાંતિ ન મળે. જેવું મનને વાળીયે તેમ વળે છે. મનપરિતુષ્ટ–સંતુષ્ટ–થતાં કોણ રાજા ને કોણ ભીખારી? બધું સમજણ ઉપરજ આધાર છે. શાસ્ત્રો કહે છે, કે, 'જે માણસ પાસે પૈસો નથી, તે દરીદ્રી નથી, પણ જેની તૃષ્ણા મોટી છે, તેજ દરિદ્રી છે.' એક નાનું દ્રષ્ટાંત; કદાચ પ્રારબ્ધ વશાત્ એક માણસ પાસે, ચાર લાખમાંથી અડધો લાખ રહે ને સંતોષ વધે, તો તે શાસ્ત્ર દ્રષ્ટિ અનુસાર સુખી ને સંપત્તિવાન છે. કદાચ એક લાખમાંથી ચાર લાખ કમાય ને તૃષ્ણા વધે, તો તે દરિદ્રી થયો ગણાય. કારણ તૃષ્ણા તો સદા તરૂણજ છે.

'સુંદર એક સંતોષ વીનાં શઠ તેરીતો, ભુખ કબુના ભંગેગી.'

આ સંસારમાં અનેક માણસો પૈસા માટે જીંદગીના હોમ કરે છે, પણ પ્રભુ કૃપા મુખ્ય છે, કે, પૈસા મુખ્ય છે? કોઈ ધર્મમાં પૈસાથી પ્રભુ મળે છે, એમ લખ્યું નથી, જો લખ્યું હોય તો તે ધર્મજ નથી. પુરૂષોત્તમ તો શુધ્ધ ભાવ જોઈ દોડી આવે છે, અને પૈસા પણ પ્રભુ કૃપા વિના કેમ મળે?

દ્રષ્ટિ એટલે મન બુધ્ધિ બદલાતાં જગત બદલી જાય છે. પછી દુ:ખરૂપ પ્રસંગો સુખરૂપ ભાસે છે, સુખની વ્યાખ્યા-

સમજ ઉંધી છે, તે સીધિ કરવી છે, સુખ અંતરમાંજ અખુટ ભર્યું છે, આવુ સમજતાં, બહારની દોડાદોડ બંધ થઇ જાય છે.

દરેક સ્થિતિ–સંજોગોનો સદા સવળો અર્થ કરવો, સુખ ને દુઃખમાં સમતા રાખવી, શાંતિ જાળવવી, એ દરેકને પ્રભુની મુખ્ય આજ્ઞા છે. સવળો અર્થ કરવો, એટલે કે, સુખ આવે ત્યારે ન પુલાતાં સમજવું કે, કોણે દીઠી છે કાલ, જે સુકૃત થાય તે કરી લઉં ! દુઃખ આવે, ત્યારે, આવો વિચાર કરવો કે

'શીલા પડો વો સુખપર જો નામ હૃદેસેં જાય,
બલીહારી વા દુઃખકી જો પલ પલ નામ જપાય.'

અર્થાત, બે મહીના માંદા રહયાં હોઇએ ત્યારે એવો વિચાર કરવો, જે ચાર મહીના માંદા પડત, પણ બે મહીનામાં છુટકો થયો, પાંચ દશ હજાર નુકસાન આવે ત્યારે એમ સમજવું, કે પ્રભુ કૃપા થઇ કે વીસ પચીસ હજારની નુકસાની થાત તો ? દૈવવશાત કોઇ નાનો-કુંવારો છોકરો દેવલોક પામે, તો એમ અર્થ કરવું, જે પરણીને દેવલોક પામ્યો હોત તો શું થાત ? પ્રભુની આજ્ઞા પણ એજ છે, જે, 'મારી ઇચ્છાથીજ જગત ચાલે છે, તે સારા માટેજ છે, દરરોજ ઇશ્વરનો ઉપકાર માનવો, કે 'હે પ્રભુ કાલથી આજ સુધીમાં એકજ શહેરમાંથી સેંકડો માણુસો આ નાશવંત સંસાર છોડી ચાલ્યા ગયા, પાછળ જન્મેલા આગળ ગયા, ને તેં મને જીવતો રાખ્યો, તે તારીજ કૃપા છે.'

કૃપાપાત્ર, સદા હૃદયમાં રાજી રહે છે.

'સુખ દુઃખ મનમાં ન આણીએ ઘટ સાથે રે ઘડીઆં,
ટાળ્યાં તે કોઇના નવ ટળે રઘુનાથનાં જડીઆં.'
'થવાનું તે થવા દે જે અલ્યા તું મસ્ત થઇ ફરજે,
ન જાણ્યું જાનકી નાથે સવારે શું થવાનું છે.'

જે થયું (ભુત કાળ) તે દીઠું, જે થાય છે (વર્તમાન કાળ) તે દેખીયે છીએ, ને હવે જે થવાનું છે (ભવીષ્ય કાળ) તે થયેલુંજ પડયું છે, પણ વખત આવે દેખાય છે, જે થવાનું છે તે પ્રભુની ડાયરીમાં-ભાવીમાં લખેલુંજ છે, માત્ર પ્રાણીઓ (પડદા પાછળ હોવાથી) દેખી શકતા નથી.

'ચાહ ગઇ ચીંતા ગઇ મનવા બે પરવા,
જાકુ કછુ ન ચાહીએ વોશ હેન પતિ શાહ.'

આ ઈશ્વરનાં વીશાળ વિશ્વમાં-પ્રભુનાં રાજ્યમાં, પ્રભુના લાલો-અનેક, સત્પુરૂષો ઈશ્વર ઇચ્છાથી જીવોનાં ઓદ્ધાર માટે ગુપ્ત વેશે ફરી રહયા છે. જેવડે પ્રભુને જે કરાવવું હોય છે, તેમાં પ્રભુ આવેશ આપે-અક્કલ-બુદ્ધિ યોગ આપે-સંજોગ સામગ્રી આપી નીમીત્ત માત્ર બનાવે છે. જગતનાં બધા સત્કાર્યો પ્રભુનાંજ છે. જે લાયક જે હોય, તે ત્યાં ખેંચાઇ જાય છે, સાચા મહાપુરૂષો, તંત-વાદ કે આગ્રહ રાખતા નથી.

અનેક પુરૂષો વર્તમાનનાં દુઃખો મટાડવા પ્રયત્ન કરે છે, પણ વર્તમાનના દુઃખો મટાડી શકાશે નહીં, કારણ પુર્વ પ્રારબ્ધનાં છુટેલા બાણ છે. 'हेयंदुःखमनागतम्' પણ, ભવીષ્યમાં આવનારા દુઃખો મટાડવા આગળથી વાડ કરી રાખવી, એ માણસના હાથમાં છે. તેથી કાંઇ પુરૂષાર્થ ન કરવું, એ કહેવાનો તાત્પર્ય નથી. જો કે મૃત્યુ નિર્માણ થયલું હશે ત્યારેજ થશે, છતાં સીંહના મુખમાં જઈ પડવું નહીં. શાસ્ત્રોમાં ઘણે ઠેકાણે પ્રારબ્ધ કરતાં પુરૂષાર્થ શ્રેષ્ઠ કહેલું છે, ભવીષ્યને સારૂં નરસું ઘડવું, એ ક્રીયમાણ પર આધાર રાખે છે, સમષ્ટિમાં ઘણું છે, વ્યષ્ટિનાં દ્વાર બંધ છે, શુભ દર્શી શુભજ ખેંચે છે, અફીણીને અફીણી–વ્યસનિને વ્યસનિ મળી જાય છે. હરિજનને હરિજન મળી જાય છે, જે જેને ખરા હૃદયથી શોધે છે, તો તે પણ તેને શોધતોજ હોય છે. જેમ ઉપર ટીંગાવેલું કોઇ ફળ–દુધ–કે દહીં તાજું હોય, ત્યાં સુધી કાંઇ નથી, પણ જ્યારે તે ફળ–દુધ–કે દહીં પ્રથમ પોતે સડી જાય છે, ત્યારે તેમાં સડેલા કીડા પછી પડે છે. હવે કીડા ઉપર કયાંથી આવ્યા? તે વાતાવરણમાં હતા, પણ જ્યારે જે બગડે ત્યારે તેમાં પડે છે.

માણસનાં મૃત્યુ પછી સારી કે હલકી યોનિમાં જન્મવું, એ સર્વ વર્તમાનની કરણી–ભાવનાઓ, પુરૂષાર્થ તથા સમજણ ઉપર આધાર રાખે છે.

દરેક જણ બીજાને હલકો ઠરાવી–નીંદા કરી પોતામાં ગુણો ન હોય, છતાં શ્રેષ્ઠ ગણાવા મથે છે, તે મોટી ભુલ છે.

પોતાની ભુલ પોતાને દેખાતી નથી, દરેકને પોતાના મનથી પોતે ખરેખરજ છીએ એમ લાગે છે. મન બધાનાં જુદા છે, જ્યારે પોતા કરતાં શ્રેષ્ઠ મળે છે, ત્યારેજ મિથ્યાભિમાન ગળે છે, એક ધર્મવાળા (અધુરાઓ) બીજા ધર્મની નીંદા કરે છે, એ અજ્ઞાન છે. છેવટ સર્વ ધર્મોરૂપ નદીઓ પરમાત્મારૂપ અનંત સાગરમાંજ મળી જાય છે. માર્ગ જુદા જુદા છે, પણ પરમાત્મા એકજ છે. માટે બીજાની નીંદા કરવા કરતાં પોતાનાં ગુણોથી માહા કાર્યથી તથા પોતાનાં શુધ્ધ ચારિત્ર્ય સદુપયોગમાં વાપરવાથી મહાન જીવન બનાવી, લોકોને ઉપયોગી થઇ દેખાડવું, એ ઉત્તમમાં ઉત્તમ છે.

પોતાનું મન પવિત્ર રાખવું, પોતાની ભાવના શુદ્ધ રાખવી, જેટલું પોતાના હાથમાં હોય, તેટલું સુધારવું, જે કરશે તે ભોગવશે, દોષ જોવા, એ દોષ છે, ને ગુણ જોવા એ પણ દોષ છે, પણ સર્વમાં પ્રભુજ જોવું, તેજ ખરૂં જોવું છે. લોકોનાં ગુણ દોષોનો નીવેડો કદી આવતો નથી. આ જગતમાં કાંટા-કાંકરા નીકળશે નહીં, પોતાને કાંટા-કાંકરાં ન વાગે, માટે જોડા પહેરી લેવા, તેમ, પોતેજ માયાથી બચવું છે.

'દૂર દેશમેં જાના તુજકો, પાસ ન કછુ સમાના હુય,
આ પરદેશ ખર્ચ મત કીજે, યહાં તો તુજે કમાના હુય.'

મનુષ્યમાત્રે નરદેહ સાફલ્ય કરવા—ભવસાગર—દુઃખસાગર—સંશય સાગર તરવા તથા પાપોથી છુટવા આત્મોન્નતિ કરવા, મનસાગરમાંથી સ્વતંત્ર થવા—એટલે પ્રભુ પ્રાપ્તિ અર્થે સાચા

શ્રી સત્‌–ગુરૂદેવ–તાદૃશીજન વૈષ્ણવ અગાધ શાંતિવાળાના શરણું જવું, તથા વિશુદ્ધ ભાવથી સેવા કરી કૃપા સંપાદન કરવી જોઇએ, કારણ પોતાના સત્ય પુરૂષાર્થથી પ્રથમ આત્મ કૃપાથી ગુરૂ કૃપા ને તેથી ઇશ્વર કૃપા થાય છે. શ્રીસત્‌ગુરૂ–વૈષ્ણવનાં વચન પર, દૃઢ વિશ્વાસ તથા શ્રદ્ધા રાખવી, ન રાખવાથી પોતાનીજ હાનિ થાય છે, પણ અંધ શ્રદ્ધા નહીં. શ્રીસત્‌શાસ્ત્રો પ્રમાણે બોલે તેજ શ્રીગુરૂ વૈષ્ણવ કહેવાય છે. વિષયાધીન બનવું નહીં, વિષયો ભોગવવાથી તૃષ્ણા વધશે, ભોગથીજ રોગ થાય છે, પણ ત્યાગવાથી શાંતિ રહે છે.

ઉપાધિઓ બનતા સુધી વધારવી નહીં, હું ને મારૂં, અહંતા–મમતા ઉપાધિઓનું મુળ છે. દુર્જન સંગત કરવી નહીં, સંગ દોષ બરાબર ધ્યાનમાં રાખવું. બહારના દુર્જનો તે દુર્જનો છે, પણ અંતરનાં–પોતાનાં મનમાં રહેલા દુર્જનો, કામ–ક્રોધ–અભિમાન વગેરેથી સંભાળી ચાલવું જોઇએ. બહારનાં દુર્જનો-શત્રુઓ કરતાં અંદરનાં દુર્જનો-શત્રુઓ મહા નુકસાન કરે છે. નીરંતર, સારાસાર-પ્રભુ વિચાર કરવા, ભુત માત્રપર દયા રાખવી, શ્રી ભગવદ્‌ તથા પરમાત્મા સંબંધી કલ્યાણનાં વિચારો સત્સંગમાં કરવા જોઇએ. જેવા થવું હોય, તેવાજ વિચારો વારંવાર કરવાથી તેવોજ તે થાય છે.

‘ભગવદી ભગવદ એક હૈ, ઇનસું રાખો નેહ,
ભવસાગર કે તરણકી નૌકા કહીએ એહ.’

માનવ જન્મ તથા કલ્યાણનાં માર્ગે ચાલવાની શુભ ઇચ્છા તથા સાચા ભગવદી જનનું સંગ એ, અનેક જન્મોનાં

પુણ્ય કર્મો ઉદય થયાનું લક્ષણ છે, ત્રણે અત્યંત દુર્લભ છે. કપડાં રંગવા નથી પણ હૃદય–મન રંગવું છે, તેથી ભકિતથી હૃદયને પુષ્ટ કરવું તેજ પુષ્ટી કહેવાયછે. શ્રી ઇષ્ટદેવ કૃષ્ણ પરમાત્માનું અહોનીશ ધ્યાન, એટલે પોતાનો અંતરાત્મા સત્ગુરૂ–ત્થા પરમાત્મા એકજ છે, આ અખંડ સ્મૃતિ રાખવી, ત્થા હું દેહાદિનથી, મારે આ સ્વપ્ન જગદ સાથે કાંઈ લેવ' દેવા નથી, એમ ગણી અવિદ્યાનો ત્યાગ, ત્થા આત્મવિદ્ય વધારતા જવું. સદા શ્રી સતગુરૂ-ત્થા સાચા હરિજનોની સ ત્સંગતિ કરવી, ત્થા પ્રાપ્ત સ્થિતિમાં સંતોષ રાખવું.

'સમદૃષ્ટિ શીતલ સદા અદ્ભુત જાકી ચાલ,
ઐસા સતગુરૂ કીજીયે તો પલમેં કરે નીહાલ '

'મનમેલ હવે મગરૂરી' એ રાગ.

હરિ રૂપ હરિજન જાણો, છે શ્રુતિ સ્મૃતિ એ પ્રમાણો. હરિરૂપ.
વનમાં પણ માયા વળગે છે, જગમાં પ્રભુને જાણો,
તનમાંથી જો મન છુટે તો, જીત્યો તે જણ શાણો. હરિરૂપ.
ભરપૂર મોહે ભરેલા જગમાં, લાલચુનર લપટાંણો,
મોહ ગયો જેનો અંતરથી, કાળે નથી ચબાણો. હરિરૂપ.
કૃષ્ણ ચરણ અનુરાગી જે જન, સેવા માટે વેચાણો,
સફળ થઇ છે તેની કાયા, જગમાં તેજ કમાણો. હરિરૂપ.
મળે હરિજન જેને સાચા, પ્રભુ કૃપાનો ટાંણો,
આપ રૂપમાં એક કરાવે, દાસ પ્રભુમાં માંણો. હરિરૂપ.

પરસ્ત્રીને માતા ગણવી, પરનીંદામાં મુંગા થવું, પરધન હરવા પાંગળા થવું, તથા પરચીંતાથી મુકત રહેવાથી પ્રભુના લાડકા થવાય છે.

શ્રી સતિઓને છેળવી, એ સીહણનાં મોઢાંમાં હાથ નાખવા સમાન છે, શ્રીગુરૂ-સંતોની નીંદા એ નર્કે નાખનાર છે, ( નીંદાતો કોઈની કરવી નહીં. ) પ્રભુની નીંદાથી શ્રીગુરૂ-સંતો છોડાવે, પણ શ્રીગુરૂ સંતોની નીંદામાંથી ભગવાન પણ છોડાવી ન શકે. દુર્વાશા ઋષીએ પરમ ભક્ત અંબરીષની છેળ કરી, તો છેવટ શ્રીપ્રભુએ અંબરીષનેજ શરણ જવા કહ્યું, ત્યારેજ સુદર્શનચક્રે કેડો છોડયો. પરસ્ત્રીને કુદ્રષ્ટીથી જોવા જનાર ડગલે ડગલે બ્રહ્મહત્યાનું પાપ કરે છે, એ શાસ્ત્ર કહે છે, માટે ઈશ્વરથી ડરીને ચાલવામાં આનંદ છે-ભલું છે.

મોંઘું રત્નચીંતામણી આયુષ્ય કદી વ્યર્થ ગુમાવવું નહી, પૈસા કરતાં વખતની કીંમત ઘણી છે. 'નાણાં આવે પણ ટાંણા ન આવે.' પણ ભાઇ, આ નરદેહ જેવું ટાંણું વારંવાર કયાંથી આવે ? સર્વ કર્મો શ્રીકૃષ્ણાર્પણ-શ્રીગુરૂદેવાર્પણ ભાવથી-સેવા ભાવે-સેવક થઈ કર્મો કરવાં. સેવ્ય ને-સેવક ભાવ તારક છે. 'નમ્યા તે ગમ્યા' 'દીનતા ભાવ અંતરનો સ્નેહ, પ્રભુ પ્રસન્નતાનું કારણ એહ.'

'હરિ જન તો હાર્યા ભલા જીત ન દે સંસાર,
હાર્યાસો હરિસેં સીલ્યા જીત્યા જમકે દ્વાર.'

માટે, દીનતા—આધીનતા—નમ્રતા શીખાવવી, એ મોટી સેવા છે. હંમેશાં દાસ્યભાવ રાખવો જોઇએ કે જેથી અભિમાન આવેજ નહીં. મારો ધ્યેય, શ્રીપરમાત્મા—નિજઘર—સત્યસ્વરૂપ શ્રીકૃષ્ણજ છે, ને દેહ તો ધર્મશાળા—વિસામો છે એ કદી ભૂલવું નહીં.

દરેક હરિજને પોતાનીજ દ્રષ્ટિ—મન બુદ્ધિ સુધારવાં છે, પોતાનું જીવન પવિત્ર—પ્રભુમય—સદાચરણી રાખવું. 'બીજો છેજ નહીં.' બીજાની ચીંતા કરવી નહીં. કોનું મન શામાં છે, તે ન વિચારતાં પોતાનું મન પ્રભુમાં રાખવું. ઉપયોગી થવું સેવા છે. જગત, પ્રભુનો સુંદર બગીચો છે, 'સઘળી લીલા તે અવિનાશીની' છે.

સંત દર્શન ચલ જાયકે ચટક નમાવે શીશ,
ઉનકે મનકી ઓ જાને આપકે મન જગદીશ.'
• 'સજ્જૅન મેલાપા બહોત હય તાલી મીત્ર અનેક,
જીન દીઠ છાતિ ઠરે સો લાખનમેં એક.'

ઈશ્વર માટે—પરોપકાર—સતગુરૂ—સંત નિષ્કામ સેવા માટે જે જીવે છે, તેનુંજ જીવન ધન્ય થઇ, ઇશ્વર કૃપાપાત્ર થાય છે.

શ્રી નારાયણનો આપેલ, દેહ—સગા—ધન—આયુષ્ય—સર્વ વસ્તુ પ્રભુનીજ છે, તેને પોતાની પચાવી, ઇશ્વર સાથ વિશ્વાસ ઘાત કરી, પછી થોડુંક ધર્મ કરવું, એ કાંઇ સત્યધર્મ ન કહેવાય. દીવસના ચોવીશ કલાક છે, તે પ્રભુના આપેલાં

છે, તેમાંથી બેત્રણ કલાક પાઠ–પૂજાદી કરી 'મેં પૂજા કીધી' માનવું, એ અવિદ્યા છે. ચોવીશે ચોવીશ કલાક પ્રભુ માટે વાપરીએ, ત્યારે તો પૂરો કરજ (દેવું) ભર્યું ગણાય. તેથી, આત્મનિવેદન, કરી જીવવું, તેજ માહા પુન્ય કહેવાય છે.

આ જગતનો કોઈપણ પદાર્થ પોતાના નશ્વર દેહ સહીત વિશ્વાસ કરવા લાયક નથી. માયાપર વિશ્વાસ રાખનારો જરૂર છેતરાશે.

અહા, નાશવંત પદાર્થો ઉપર વિના સમજે પ્રેમ રાખી મમતા બાંધવી, ને જ્યારે તે ચાલ્યા જાય (તેનો સ્વભાવજ ચાલ્યા જવું છે.) ત્યારે ખુબ રડવું, એ કરતાં, પ્રથમથીજ અવિનાશી વસ્તુ ઉપર પ્રેમ હોય, તો શોક મોહ થતો નથી. મોહ ન હોય, તો શોક થાયજ નહીં, તે સાથે કલ્યાણ પણ થાય છે.

પ્રભુ સર્વને જાણે છે–દેખે છે, પ્રભુને કોઇ જાણી શકતું નથી, તેમ દેખી શકતું નથી, કેવળ અનન્ય ભકિત વિના, જ્ઞાન-ચક્ષુઃ અંતરચક્ષુઃ દિવ્યચક્ષુ, વિના, પ્રભુની બધાને ગરજ છે, પ્રભુને કોઇની ગરજ નથી.

પ્રભુના ઉપકારનું પાર નથી, મનુષ્યની નીર્લજ્જતાનું પાર નથી.

જેનો કોઇ નથી, તેનો પ્રભુજ બેલી છે. પ્રભુને ઘણાંઓ છોડી દે છે, પ્રભુ કોઇને છોડતા નથીજ. ઘણાંઓને જ્યારે

સંસારનાં ખુબ દુઃખો–ફટકા લાગે છે, નીકટનાં વેરી થઈ જાય છે, ત્યારે, છેવટ પ્રભુને સંભારે છે, 'હે પ્રભુ હવે તો મારો કોઇ ન રહયો,' ત્યારે પ્રભુ હસે છે, કે 'હું હવે ઠેકાણે આવ્યો; તારો કોઈ નથી, તો હું છુંજ.'

દેહને આધાર પ્રાણનો છે, પ્રાણ ન હોય તો શરીર શબ છે, પણ પ્રાણને પણ એક આધાર છે, કે જે, પ્રાણાધાર છે, જે વડે પ્રાણો ચેતન સત્તા મેળવી રહયા છે. જ્યારે બધા બહારનાં આધારો ત્રુટે, ત્યારેજ શ્રી ભગવદેક આધાર દ્રઢ થાય છે. દ્દઢ આધાર એ ખરેખરી નૌકા જહાજ છે.

'જહાજ'

'આશાવરી.'

ચડોરે મના, પ્રભુ નામકે જહાજ. ચડોરે.

યેહી જહાજસેં બહોત તરે હૈ, ભેટે ગરીબ નિવાજ,
યે જહાજ ગુરૂદેવ બતાવે, રેવે નહીં કછુ દાજ. ચડોરે.

વૈરાગ્યકા સીંહાસન ચડકે, જ્ઞાનકા પહેરો તાજ,
ભગવતકુ પ્રાણોસે પ્યારી, ભક્તિ કા કરો સાજ. ચડોરે.

મનુષ્યા દેહ જહાજ મીલા હૈ, પાર તરનકે કાજ,
ગુરૂ સુકાની પુરૂષારથ સઢ, તોડો મનકી પાજ. ચડોરે.

પ્રભુ કૃપાકા પવન બહેતાહૈ, જાગો તજકે લાજ,
સતગુરૂ ચરણે દાસ હૈ, શરણે, પામો આત્મરાજ. ચડોરે.

શ્રી ઇશ્વરી મદદ અજીતજ હોય છે. કોઈના હાથમાં કાંઈજ સતા નથી. પરમાત્મા પ્રેરણાં ન કરે ત્યાં સુધી કાંઇજ થતું નથી. પ્રભુ જેને મારે છે, તેને કોઇ (હજાર ડાકટરો કે દેવતા પણ) બચાવતા નથી. પ્રભુ બચાવે–રામ રાખે તેને કોઇ ચૌદ લોકમાં મારતો નથીજ. પ્રભુ પૈસા આપે, ત્યારે ખુટતાજ નથી, પ્રભુ ખેંચે, ત્યારે અનેક રીતે જાય છે. ત્રીજોરીમાં પણ રહેતા નથી.

'હજાર હાથ વાળો દાતા યાચકને, કર, બે છે;
દીન દયાળુ દેશે ત્યારે લેનારો શું લેશે'?

આ દુઃખરૂપ જગતમાં જન્મ્યા કે દુઃખો વળગશેજ. 'દેહ દુઃખાંચે ડૂંગરે.' માટે જ્યારે જ્યારે સંસારના દુઃખોથી મન કંટાળે, ત્યારે આ સંભારવું, જે આપણે જન્મ્યા એજ આપણી ગુન્હેગારી છે' 'તું અલ્યા કોણ ને કોને વળગી રહયો, વગર સમજ્યે કહે મારૂં મારૂં, દેહ તારી નથી જોને જુગતે કરી રાખતાં નવ રહે નીશ્ચે જાયે.'

દરેકે પોતે, પોતાના મનને પોતા વડે પુછવા લાયક અતિ ઉત્તમ પ્રશ્નો:–શ્રી ભગવાનની આજ્ઞા કેવળ અર્જુનને જ નથી, પણ સર્વ ભકતોને છે, જે માને તેના માટે છે. શ્રી ભગવાને કહ્યું છે, કે, 'તું તારૂં નક્કી થયલું કર્મ કર, ફળની આશા રાખ નહીં. તો મેં મારા માટે કયું સત્કર્મ નકી કીધું? એટલે કે મારા ઉપર ભગવત કૃપા થાય તે માટે મેં શું ઇશ્વર પૂજન–પરોપકાર–લોકસેવા–ભગવત સેવા નક્કી

કીધું છે કે? ને તે પ્રમાણે યથાધિકાર વર્તું છું કે? હુ શા માટે જીવું છું તે નીયત છે કે? જીવન સફળ કરૂં છું કે વ્યર્થ મારા પુન્ય ખાઉં છું? વર્તમાનમાં નવી કરણી કરૂં છું કે? દીનપ્રતિદીન ઉંચો પ્રભુ પાસે જાઉં છું કે? મોંઘું આયુષ્ય વ્યર્થ તો ગુમાવતો નથી ને? દેહને ધર્મશાળા માનું છું કે? કયાં જાવું છે, લક્ષ્યનિજ દેશ–પ્રભુનો દેશ ભુલ્યો નથી ને? કોઇપણ શ્રી ગુરૂ–સંત સાથે દૈવિ સંબધ રાખ્યો છે કે? સ્વપ્ન સંસારને સત્યમાનતો નથીને? જાગું છું કે સુતો છું? બીજાની નીંદા, મેં બંધ કીધી કે? પર-સ્રીને માતા ગણું છું કે? માતૃગર્ભવાસમાં પ્રભુને આપેલાં વચનો યાદ છે કે? ગામની નકામી ચીંતાઓ તો કરતો નથીને? આજે શરીર પડે તો શોક મોહ નથીને? પ્રભુ શ્રી સદગુરૂનો દ્રઢ ભરોસો રાખ્યો છે કે?

અહા, શ્રી સતગુરૂદેવનો ઉપકાર કદાપિ કોઇ પ્રાણી વાળી શકતો નથી.

‘ શ્રી ગુરૂદીવો ગુરૂદેવતા ગુરૂ વિણ ઘોર અંધાર,
જે ગુરૂવાણી વેગળા તે રડવડયા સંસાર.’
‘ શ્રીહરિ કૃપા તબ જાનીયેં દે માનવ અવતાર,
ગુરૂ કૃપા તબ જાનીએ જબ છોડાવે સંસાર.’

સત્ય સુખ એ કાંઇ જુદીજ વસ્તુ છે સત્ય તેજ જેમાં વધઘટ ન થાય, સદા એકજ રૂપમાં અખંડ રહે, ત્રીકાળા બાધીત હોય, તેજ સત્ય કહેવાય છે. માયા એટલે જેમાં

ઘડી ઘડી વધઘટ થયા કરે, એકની એક સ્થિતિ ન રહે, તે માયા. હવે જે ઈશ્વરી આનંદ–અતિન્દ્રિય સુખ પ્રાપ્ત કરવા માટે પુર્વના રાજા–મહારાજાએ કરોડો રૂપીઆ તેમ રાજ્ય ત્યાગી ગયા હતા, તો તેઓને સંસારનાં સુખો કરતાં તે સુખ વિશેષ લાગ્યાં હશે, ત્યારેજ. કાંઇ તેઓ મુર્ખ ન હતા. તેથી કાંઈ સંસાર છોડી ચાલ્યા જવું એમ કહેવાનો અર્થ નથી. પણ સંસારનાં સુખો ક્ષણભંગુર છે, તેથી મોહ ન રાખવો, ગ્રહસ્થાશ્રમમાં રહી, સત્ય સુખ–અંતરનાં દૈવિ સુખ મહા સુખ કે જે આપણો પ્રભુ પીતા પાસે હક છે, તે પ્રાપ્ત કરવા માટે પ્રયત્ન કરવો જોઇએ.

જેવું ખરા હૃદયથી પ્રભુ પાસે માગીએ (શુભાભિલાષા.) તેવું પ્રભુ ટાંણુ આવે જરૂર આપે છે. વારંવાર અરજી કરવાથી કોક દહાડો દયાળુ પ્રભુ સ્વીકારે છે. પ્રભુ પાસે માયાનાં નાશવંત પદાર્થો કદી માગવા નહીં, પણ નિર્મળ ભકિત-નિષ્કામસેવા–અનન્ય શરણું–પ્રભુદર્શન–સત્ગુરૂ સેવા–સંત-સમાગમ જન્મો જન્મ માગવું.

> ‘હાથ જોડ વિનતિ કરૂં ને સુનો ગરીબકી બાત,
> અબ તો દર્શન દીજીયે મોહે મીલનકી આશ.’

શ્રીહરિ આ સંસારમાં અત્યારે પણ ભકતો–હરિજનો વૈષ્ણવોનો–ઓદ્ધાર, તેમ પાપીઓનો નાશ, કરીજ રહ્યા છે, ને સદાકાળ એમજ કરે છે. પ્રભુની અનંત વિભુતિઓ દ્વારા પોતાના જનો વડે અનેક દૈવિજીવોનો પરિત્રાણ–ઓદ્ધાર

કલ્યાણ–પ્રભુ પ્રાપ્તિનો માર્ગ દેખાડી રહ્યા છે. તેમ પાપીઓ દુષ્કૃતિઓ પોતે પોતાનાં કર્મોથીજ વિનાશ પામી રહ્યા છે. એટલે કે દુર્લભ નરદેહની કીંમત ન સમજવી, કલ્યાણની ઈચ્છા ન થવી, સંસાર સ્વપ્નુંજ છે, જન્મ્યા, ખાધું, પીધું, વરાવ્યા, પરણાવ્યા, છેવટ મરણ પર્યંત સ્વપ્નુંજ છે, એ ન સમજવું, પ્રભુ માટે ફુરસદ નથી, સ્વધર્મનો પરિત્યાગ, આજ વિનાશ કહેવાય છે નરદેહ ધુળધાણી કરવું, બુદ્ધિ ભૃષ્ટ થવી, અને સત્સંગાદિ ન ગમવું, આજ વિનાશ છે.

શ્રીકૃષ્ણ ચૈતન્યની પ્રેરણાં સત્તા વડે સર્વ જીવો જીવે છે, તેની સત્તા છે તેથી તો માણુસ પવિત્ર છે, તેની પવીત્ર સત્તા ન હોય, તો શરીરને કોઇ અડે પણ નહીં. એટલે કે, મૃત દેહને સગાઓ તુરત બાળી આવે છે. કુરૂક્ષેત્રના યુદ્ધમાં અશ્વત્થામાએ અર્જુનના રથ ઉપર અગ્ન્યાસ્ત્ર બાણ માર્યું, અગ્ન્યાસ્ત્ર બાણ કોઇને પણ બાળ્યા વિના રહેજ નહીં. પણ શ્રી કૃષ્ણચન્દ્રે ગુપ્ત રીતે રક્ષા કરી, લડાઇ થઇ રહ્યા પછી, શ્રી કૃષ્ણ સારથી સાથે અર્જુન ઘેર આવ્યા, શ્રી ભગવાને અર્જુનને પ્રથમ રથમાંથી ઉતાર્યા પછી પોતે રથમાંથી ઉતર્યા કે રથ–ઘોડા–સર્વ બળીને ખાખ થયેલા દેખાયા. તેમ દેહ રૂપી રથમાં, જીવ રૂપ અર્જુનને શ્રી અંતર્યામિ રૂપ શ્રીકૃષ્ણ દેવની શરીરમાં સત્તા છે, ત્યાં સુધીજ ચેષ્ટા કરે છે, જો શરીરમાંથી પ્રભુ ઉતર્યા, કે બધું રાખજ છે. અત્યારે પણ રાખજ છે, પણ કૃપાથી જ ટકી રહ્યું છે. અહો કૃપા.

આ કળીયુગનાં વખતમાં ઘણાઓ એમજ કહે છે, કે હાલ પ્રભુ ક્યાંથી મળે? પણ કળીયુગમાંતો અનેક ભક્તોએ

પ્રભુ પ્રાપ્તિ થોડા વખતમાં સહેલાઇથી કરી છે. ભક્ત નર-સીંહમહેતા–બાઇ મીરાંબાઇ–તુકારામ–અષ્ટસખા–સૂરદાસ આ-દિક અનેકોએ વિધિ પુર્વક સતગુરૂદ્વારા શ્રી પરમાત્માને ભગવદપરાયણ વૃત્તિ કરી પામી ગયા છે. ઠોકો, તો બારણું ઉઘાડશે. શોધો તો મળશે, પ્રયત્ન વ્યર્થ જતો નથી. પ્રભુતો કહે છે, કે, 'મને શોધ્યો છે કોણે કે હું નથી મળ્યો? અનેક ભકતોએ મને શોધ્યો છે, તેમને હું મળ્યો છું' હાલ નજ મળે, આવું ભુત મનમાં પેઠું છે, તેથીજ પ્રયત્ન થતો નથી. પણ માણસ શું ન કરી શકે?

'પશુકા તો પનીયા બનત હય નરકા કછુ ન હોય,
નર કુછ એસી કરણી કરે તો નરકા નારાયણ હોય.'

અર્થાત જેણે નરદેહમાં ન કીધું તે પશુ યોનિમાં શું કરવાનો હતો? માનવીને જગતની બધી વસ્તુઓ વગર અટકે છે, નજીવી શાકભાજી કે કોથમરી વગર પણ ચાલતું નથી, પણ જે વડે જીવીએ છીએ, જેના માટે જન્મ છે, જેની કૃપા વિના આ ભવાટવીના વનવગડામાં કદી આરો આવશેજ નહીં, તે પ્રભુ વગર બધાને ચાલે છે! અહાહા, શું મોહનું જોર છે?

જો આપણને પ્રભુ માટે–ભગવત સેવા માટે, ગુરૂ–સંત સમાગમ માટે પુરસદ નથી, તો પ્રભુ કહેછે, કે, 'મને પણ તમારા માટે પુરસદ નથી. તમોને ધંધામાંથી પુરસદ નથી, તો મને આ બ્રહ્માંડ ચલાવવામાંથી પુરસદ નથી. જે મારી સાથે જેવો થાય, તેના સાથે હું તેવોજ થાઉં છું.'

જો ખરી રીતે જોઈએ તો શ્રી ઈશ્વરનાં ઉપકારો અગણિત છે, સમુદ્રનાં ટીપાંઓ—વરસાદનાં ટીપાંઓ ગણી શકાય, પણ પ્રભુનાં ઉપકારો કોઈ પ્રાણી ગણી શકતો નથી. પ્રભુની બલીહારી છે, પ્રભુ માહા દયાળુ છે.

'હરિસે તું જન હેત કર, કર હરિજનસેં હેત,
માલ મુલક હરિ દેત હૈ હરિજન હરિહી દેત.'

શ્રી માહાપ્રભુજીની આજ્ઞા છે, કે, 'હરિગુરૂ—વૈષ્ણવ સરખાં લેખો, ભિન્ન ભાવ અંતર નવ પેખો.' શ્રી હરિ, હરિજનોમાં હોય છે, જેમ ફુલ દેખાય છે, ફુલોની વાસ દેખાતી નથી, પણ સુંઘવાથી જણાય છે, એટલે ફુલો સાથ ફુલોની વાસ છે, તેમ, સાચા દૈવિસંપત્તિના લક્ષણો વાળા હરિજનો સાથે શ્રી હરિ સદા રહે છે.

'હાંરે હરિ વસે છે હરિના જનમાં,
તમે શું કરશો જઈ વનમાં?'

શ્રી ભગવાને નારદજીને પોતાનું રહેવાનું ઠેકાણું બતાવ્યું છે, કે,

'नाहंवसामिवैकुंठे योगीनां हृदयेस्वौं, यत्रमन्नक्ताागायंति तत्र तिष्ठामि नारद.' ॥

'ભક્તનસોંરચી ભકત નસેં મચી હરિજન હરિએકકરજાને
કૃષ્ણદાસ મનવચન કર્મ કરી હરિજન સંગ હરિ રહેઆને'

'ભક્તિ—ભકત—ભગવંત—ગુરૂ, નાંમ ભિન્ન વપુ એક.'

આ સંસાર રૂપ વૃક્ષનાં બીજ રૂપ પરમાત્મા છે, ને ફળ રૂપ સાચા હરિજનો છે. ફળ લેવાથી રસને બીજ બેઉ મળે છે, એટલે હરિજનનાં સંગથી ભકિતને ભગવાન બેઉ પ્રાપ્ત થાય છે. 'હરિજનથી જે અંતર ગણુશે તેનાં ફોગટ ફેરા ઠાલારે' શ્રી પ્રભુની સત્તા સામાન્ય સ્વરૂપથીતો સર્વ વ્યાપક છે, પણ વિશેષ રૂપે પ્રભુ, જેની જેવી ભકિત–ભાવના, તેમાં તેવો વાસ પ્રભુનો હોય છે.

'શ્રીહરિ ઘટ ઘટ રમી રહ્યા મર્મ ન જાને કોય,
પૂર્ણ ગુરૂજાકુ મીલે તાકુ માલુમ હોય.'

પ્રભુને પશુ પક્ષી કરતાં મનુષ્ય વ્હાલા છે, મનુષ્યમાં પણ સ્વધર્મ પરાયણ વ્હાલા છે, તે કરતાં ભગવદ્દી વૈષ્ણવો પ્રભુને વિશેષ વ્હાલા છે, તેમાં પણ દૈવિ સંપત્તિનાં ગુણો વાળા–પ્રભુ માટેજ જીવનારા, જેમાં પ્રભુની કૃપાથી અનન્ય ભકિત–પ્રેમ લક્ષણાં ભકિત પ્રગટ થયેલી હોય, હું મારૂં રહીત રાગ દ્વેષ રહીત–પ્રભુપરાયણ રહેનારા તો, પ્રભુને પ્રાણ કરતાં અધિક વ્હાલા છે. આવા પવિત્ર પુરૂષો કોઇ જાતની ઇચ્છા કરતાજ નથી. જે પોતાની બધી ઇચ્છાઓ બંધ કરે છે, તેનેજ પ્રભુ ઇચ્છા શું છે. તે સમજાય છે. આવા અંતરથી રંગાયલા–શુદ્ધ મનમાં ત્થા શ્રી પરમ કૃપાળુ પરમાત્માજ જેનું સર્વસ્વ ધન છે, એવા કૃપા પાત્ર કોઈ વીરલાજ જોવામાં આવે છે.

'ભકિત કરે પાતાળમેં પ્રગટ હોત આકાશ,
તુલશી તીનો લોકમેં છીપે ન હરિકો દાસ.'

છેવટ શ્રી ભગવદ ભજન, ત્થા ઉપર કહ્યું તેવા સાચા હરિજનોના સત્સંગથી સાનિષ્કામ પરોપકારથી, અનન્ય ભાવે શરણાથી, આયુષ્યનાં સદુપયોગથી, શ્રી સદગુરૂ ચરણ સેવા થી, શ્રી ભગવદ આજ્ઞાઓ પાળવાથી, આધીનતાથી, હું મારૂં સમર્પણ કરવાથી ત્થા ઇશ્વર પરમાત્મા સ્વરૂપનાં શ્રી સદગુરૂ દેવ દ્વારા મેળવેલા યથાર્થ જ્ઞાનથી દુર્ઘટ ભવસંસાર સાગર પ્રાણી સહજે તરી જાય છે. એજ નમ્ર અરજ સહ વિરમું છું. ૐ.

'સેવા સેવા સેવા કરજો સેવાનું ફળ મેવા,
સેવા કરીને દેવા ટાળજો થાજો સદગુરૂ જેવા.'

ॐ श्री कृष्णार्पण मस्तु ॐ

'નમૃ અરજ'

'ગજલ.'

પ્રભુ તેરા અબી દર્શન, દેદોંગે તો કયા હોંગા.—પ્રભુ તેરા.
ચરણકા ધ્યાન યોગીજન, ધરે જીનકા સદા મનમે,
વોહી ચરણો મેરે દીલમેં, રખાવોંગે તો કયા હોંગા.—પ્રભુ તેરા.
કૃપાકા તુમ હી હો સાગર, લીખા વેદો પુરાણોમેં,
વોહી કૃપા થોડી મુજપે, કરાવોંગે તો કયા હોંગા.—પ્રભુ તેરા.
ચંદ્ર તારેકુ સુરજકો, દીયા પ્રકાશ બહુતેં, ને,
થોડા પ્રકાશ મુજઘટમેં, પેટાવોંગે, તો કયા હોંગા.—પ્રભુ તેરા.
પતિત પાવન અધમ તારણ, સુના મૈં નામ હૈ તેરા,
મુજે ચરણોકી પાસીમેં, રખાવોંગે તો કયા હોંગા.—પ્રભુ તેરા.
ન માગું રાજ્ય પાટોકો, ન ધનકી લાલસા મુજકો,
દાસ તેરી જ્યોતિમેં, બોલાલોંગે તો કયા હોંગા.—પ્રભુ તેરા.

મારી અલ્પ મતિઅનુસાર શ્રી સદ્ગુરૂ કૃપાથી, જે કાંઇ થોડો સદ્બોધ નિવેદન થયો છે, તેમાં, કાંઇપણુ ભુલ હોય, તો સુધારી વાંચવા કૃપા કરશોજી. મનુષ્ય માત્ર દોષને પાત્ર છે. શ્રી ઈશ્વરનું સ્વરૂપ, શ્રી વેદો પણુ નેતિ, નેતિ કરી થાકી ગયા છે, શ્રી રૂષીમુનીઓ, શેષ, મહેશ જેવા થાકી ગયા છે, તો અલ્પ પ્રાણી શું વર્ણવી શકે? છતાં જ્યાં શ્રી વેદોની વાણી વીરામે છે, તે શ્રી પરમાત્મ સ્વરૂપ જો સાચા શ્રી સદ્-ગુરૂદેવ-સત્સાધક જે ભાગ્યશાળીને મળે, તો સમજવામાં વાર લાગતી નથી.

'વેદ થકે બ્રહ્મા થકે, થક ગયે શેષ મહેશ,
ગીતાકુ જ્યાં ગમ નહીં વહાં સદ્ગુરૂકા દેશ.'

'श्री कृष्णशरणंमम'

શાંતિઃ શાંતિઃ શાંતિઃ



